# અભયકુમારની કથાઓ

ભાગ બીજો

લેખક : વિ. હ. અભયકુમાર
ચિત્રકાર : જગમોહન શાસ્ત્રી

卐

દસ આના

: અર્પણ :



હસતાં. રમતાં અને કૂદતાં જેને ભણવાનાં
ઘેલાં લાગ્યાં એવા વિનોદચંદને

અભયકુમાર

# અભયકુમારની કથાઓ
# ભાગ : બીજો

## ગોરાસાહેબનો નોકર

રામુ ઘણો ઉદ્યોગી હતો. કામ જીવ રાખીને કરતો પણ જરા અક્કલનો અધૂરો હતો.

રામુ ગોરાસાહેબને ત્યાં નોકરી કરતો અને પોતાનું ગુજરાન ચલાવતો.

એક દહાડો સાહેબ ગયા પરગામ. નદી પાસે સાહેબનો તંબૂ તણાયો. ઉનાળાના દહાડો એટલે સાહેબે ખુલ્લામાં જ પડાવ નંખાવ્યો હતો.

"રામુ, રામુ!" સાહેબે બૂમ મારી.

"જી" કહીને રામુ દોડતો આવ્યો. "ગામમાં જા અને બે પૈસાનું દહીં અને બે પૈસાનું ઘી લઈ આવ."

રામુ વાસણ શોધવા લાગ્યો. વાસણ ના મળ્યું. તેણે વાંસના વનમાંથી વાંસ કાપી લાવ્યો અને એવી રીતે કાપ્યો કે વાંસની ગાંઠ વચ્ચે રહે અને ઉપર તળે પાંચ પાંચ આંગળ વાંસ રહે.

રામુએ બે વાસણ બનાવી લીધાં. તે દોડ્યો ગામમાં. થોડેક ગયો એટલે રામુને વિચાર થયો: "સાહેબે કયા બે પૈસાનું દહીં અને કયા બે પૈસાનું ઘી કીધું હશે!" એતો તદ્દન ભૂલી ગયો. ગૂંચવણ ઊભી થઈ. રામુ પાછો સાહેબ પાસે આવ્યો.

"સાહેબ! આપે કયા બે પૈસાનું દહીં અને કયા બે પૈસાનું ઘી લાવવા કહ્યું? હું તો ભૂલી ગયો." સાહેબ તડૂકયા: "અલ્યા! અક્કલના ઓથમીર! આ બે પૈસાનું દહીં અને વધ્યા તે પૈસાનું ઘી."

રામુએ બે પૈસા ગજવામાં મૂકયા અને બે પૈસા હાથમાં રાખ્યા. ભેગા રાખે તો ભૂલી

જવાયને કે ક્યા પૈસાનું દહીં લાવવાનું!




"ભાઈ, દુકાનદાર! મને બે પૈસાનું ઘી આપો." દુકાનદારે ઘી આપ્યું. રામુ આગળ ગયો દહીંની દુકાન આવી. "બે પૈસાનું દહીં. ઉતાવળ કરો. સાહેબ ખોટી થતા હશે." રામુએ દુકાનદારને કહ્યું.

દુકાનદાર કહે: "લાવો તમારૂં વાસણ."

"રામુએ ઝટ કરતાંને ઘી લીધેલું એ ભાગ નીચે આણ્યો અને નીચેનો ખાલી ભાગ ઉપર આણ્યો. ઘી ગયું ઢોળાઈ. રામુને ખબરે ય ના રહી.

રામુ દોડતો દોડતો સાહેબના મુકામે ગયો. "ઘી દહીં આણ્યાં?"

"હા, સાહેબ."

"દહીં ક્યાં?"

"આ રહ્યું" રામુએ દહીં દેખાડ્યું. "ઘી ક્યાં છે?"

"આ રહ્યું" બોલી રામુએ વાંસ ઊંધો વાળ્યો. દહીં ભોંય ઉપર પડ્યું. ઘી મળે જ નહિ. રામુ આમતેમ શોધવા લાગ્યો. ક્યાંથી જડે?



# ગંડેરી મેમસા'બ

"ગંડેરી મેમસા'બ! સેંગા ગંડેરી! ગંડેરી!" ચોપાટીપર ગંડેરીવાળા પોકાર પાડે છે. મુંબઈની ચોપાટીપર થાક ઉતારવા, હરવા-ફરવા સહુ કોઈ આવે. તેમના માટે ચંપી કરનારા ફરતા હોય, ભેળવાળા બેઠા હોય, ઝગારા મારતી બત્તીઓ લઈ પાનવાળા ઊભા હોય, ફળ વેચનારા હોય ને ગંડેરીવાળા પણ હોય.

ચોળી શેરડીને છોલે ને કટકા કરે. એ કટકા તે મુંબઈગરાઓની ગંડેરી. માથે બોખું મૂકે ને માંહી શેરડીના કટકા. એક નાનો ઘાસલેટિયો દીવો હોય ગંડેરીવાળો ફરતો જાયને બૂમો મારતો જાય: "ગંડેરી, સેંગા ગંડેરી."

રવિવારનો દિવસ હતો. રવિવારે ચોપાટી-પર ઠઠ જામે. બધાં ઘર બહાર નીકળે ને ફરવા જવાના ઠેકાણે જાય. ચોપાટી પાસે એટલે લોકો ઝાઝા એકઠા થાય. એક યુરોપિયન બાઈ બેઠાં હતાં. તેમની પાસે પાંચ વર્ષનો દીકરો રમતો હતો. સાથે દેશી આયા પણ હતી. એટલામાં

ગંડેરીવાળો ત્યાં થઈને પસાર થયો. "ગંડેરી મેમસા'બ! ગંડેરી મેમસા'બ." અંગ્રેજી બાઈને પણ અજાયબ થયું કે "ગંડેરી મેમસા'બ" ક્યાંથી આવી? તેમણે ગંડેરીવાળાને બોલાવ્યો ને પૂછ્યું: "ગંડેરી મેમસા'બ" દેખાડ જોઈએ. ગંડેરીવાળાએ શેરડીના ટુકડા દેખાડ્યા. અંગ્રેજબાઈ બોલ્યાં: "આ ગંડેરી મેમસા'બ?"



ગંડેરીવાળો કહે: "જી, હા." મેમસા'બે શેર ટુકડા જોખાવ્યા. પૈસા લઈ ગંડેરીવાળો આગળ વધ્યો.

"ગંડેરી મેમસા'બ, સેંગા ગંડેરી! ગંધેડી મેમસા'બ સેંગા ગંધેડી"

ગંડેરીવાળો નવા ઘરાકની શોધમાં આગળ ચાલ્યો.



# દંડ પીલનાર

શનિવારનો દહાડો હતો. અડધો દિવસ કામ કરી હું છૂટ્યો. ઘરે જવાની ઉતાવળ હતી. હું સ્ટેશને ગાડી પકડવા ઝપાટામાં પગ ઉપાડતો હતો.

રસ્તામાં ટોળું જમા થએલું. સ્ટેશને નહિ જતાં હું ઊભો. એક માણસ દંડ પીલતો હતો. તે ઘડીકમાં આમ ઉછળે અને તેમ ઉછળે. દંડ ખૂબ ઝપાટામાં તે પીલે. હાથના સ્નાયુઓ જોઈ આપણે છક થઈ જઈએ. વ્યાયામથી તેના મોં ઉપર લોહી તરી આવ્યું હતું. તેનો રંગ વધારે ચઉંવર્ણો બનતો હતો. નવાઈની વાત તો એ હતી કે તે માણસને બે પગ જ નહોતા. બંને કપાઈ ગએલા હતા.



પગ વગરનું શરીર અને બે હાથ ઉપર દંડ પીલનાર માણસને કોણ ન જોઈ રહે?

શરીર પસીના પસીના થઈ ગયું હતું. માણસે હાથ લાંબા કર્યા અને ગોળ ગોળ ફર્યો. સહુ કોઈએ પૈસા આપ્યા. ગરીબ માણસનો ખોબો ભરાઈ ગયો.

સહુ વિખરાયાં. હું અને મારો મિત્ર જ ઊભા રહ્યા. મને આ માણસ તરફ ખૂબ આકર્ષણ ઉત્પન્ન થએલું. એક તો અપંગ માણસ તેમાં આટલો વ્યાયામ કરનાર! હું પોતે વ્યાયામ કરું છું તેથી આ માણસ પ્રત્યે મને સહાનુભૂતિ ઉપજી.

હું બોલ્યો: "પ્રભુને આવું શું સૂઝ્યું હશે!"

અપંગ માણસે સાંભળ્યું. તે બોલી ઊઠ્યો: "ના, ભાઈ! એમાં ભગવાનનો વાંક નથી. એ

તો ખૂબ દયાળુ છે.”

મેં પૂછ્યું: “ભાઈ! શાથી પગ ગયા?”

તે માણસ બોલ્યો: “હું બી. એ. પાસ થયો. નોકરી ખૂબ ઢૂંઢી. બધેથી નાની ના જ સાંભળી. હું હતાશ થઈ ગયો.

એક દહાડો મગજને શાંત કરવા દરિયે ફરવા ગયો. ફરતો ફરતો રેલ્વે લાઈન ઉપર ગયો.

અવરજવર ઘણી ઓછી થઈ ગઈ હતી.

એક બાલક રડતું મેં સાંભળ્યું. હું તે દિશામાં ગયો. બાલક આયાથી છૂટું પડી ગયું હતું. તે બેબાકળુ બની કલ્પાંત કરતું હતું. વિજળીગાડી આવવાનો વખત થઈ ગયો હતો. ગાડી ધમધમ કરતી આવી. હું ઝડપથી દોડ્યો અને બાલકને રેલ ઉપરથી ખસેડી લીધું. એક ક્ષણમાં



બાલક હતું ના હતું થઈ જાત. કુમળા ફૂલને

મેં બચાવી લીધું. પણ એ મારા બંને પગના ભોગે. માનવ ફૂલને બચાવતાં મારા બંને પગ ગાડીથી કપાઈ ગયા. હું દવાખાને જાગ્યો. દવાખાનાના ખાટલે હું પડ્યો હતો. બે દહાડા બેભાન રહ્યો અને ત્રીજા દિવસે ભાન આવ્યું. મને અકસ્માત યાદ આવ્યો.

મારા બંને પગ સામું જોઈ રહ્યો. પગ કપાઈ ગયા હતા. જે પગોથી બેઠક મારતો અને લાંબી લાંબી મજલો કરતો, જે પગોથી નોકરીની ખોજમાં ઑફીસોનાં પગથિયાં ઘસી નાંખતો હતો તે પગ નહોતા.

"હે ભગવાન! શા માટે મને બચાવ્યો? આ પગ લીધા એના કરતાં મને જ ઉપાડી લીધો હોત તો! બધી ખટપટ કમાવાની તો મટી જાત!"

હું ચોધાર આંસુએ રોયો. મને કળતર થતી હતી. દુ:ખ નહોતું સહન થતું.

આવા કપરા દુ:ખમાં મેં છ મહિના વિતાવ્યા હું સાજો થઈ ઘરે આવ્યો. મને મદદ કરનાર કોઈ નહોતું. કોણ મને ખવાડે!

મારું શરીર સશક્ત હતું. મેં ભીક્ષા માંગ-

વાનો પ્રકાર શોધી કાઢ્યો. હું, તમે જોઈ તેવી, કસરત કરૂં છું. સહુ પગ વિનાના માણસને દંડ પીલતો જોઈ આભાં બની જાય છે. દયાથી પૈસા આપે છે.

હું હવે ભૂખે મરતો નથી. પગ હતા ત્યારે કમાવાની ચિંતા હતી; પગ નથી ત્યારે પેટ જોગું મળી રહે છે." તે માણસે પોતાની કથની પૂરી કરી.

મારી આંખમાં આંસુ ચમકી ગયાં.

હું નિસાસો મૂકીને બોલ્યો: "પ્રભુ આ માણસને ભુખે નથી મારતો પણ આ રીતે?"



# સાંઢનો ગર્વ

ચોમાસું આવ્યું. વરસાદ વરસ્યો. તળાવ જળજળાકાર થઈ ગયું. આજુબાજુ લીલોતરી ઊગી નીકળી. ઢોરને માટે લીલું લીલું ઘાસ થઈ રહ્યું.

તળાવનું ખડ ખાવા આવ્યો બળદ: ધણી-ધોરી વગરનો. ઉનાળામાં ઘાસની અછત તેથી બળદના પેટમાં ખાડા પડેલા અને શરીર ઉપર હેકા દેખાય. ચોમાસાનું ઘાસ મળ્યું તેથી એ દુબળો બળદ થોડા દહાડામાં મજબૂત થઈ ગયો. શરીરમાં લોહી આવ્યું અને ખાડાટેકરા પૂરાયા. બળદ માતેલો બની ગયો.

ચરતાં ચરતાં બળદની ખરી નીચે દેડકીનાં ત્રણ બચ્ચાં આવી ગયાં. આટલું વજન અને નાનાં નાનાં દેડકાં! બિચારાં કચરાઈ ગયાં. દેડકીને માથે દુ:ખનું આકાશ તૂટી પડ્યું. તે ગમગીન

બની ગઈ. તેની આંખોમાંથી દુઃખ ટપકતું હતું.

"આ સાંઢે મારાં બચ્ચાં માર્યાં! હું તેનું વેર લઈશ." દેડકીએ નિશ્ચય કર્યો.

દેડકી ગઈ ગધેડા પાસે. "ગધેડાભાઈ, ગધેડાભાઈ! આ બળદને મારો અને મારું વેર વાળો."

"પણ કંઈ કારણ?" ગધેડો બોલ્યો.

"મારા બચ્ચાંને તેણે કચરી નાંખ્યાં છે."



ગધેડાએ દેડકીનું ઉપરાણું લીધું. તે સાંઢ જોડે લડવા ચાલ્યો. માતેલા સાંઢનું જોર ક્યાં અને ગધેડાનું જોર ક્યાં? સાંઢે તો ગધેડાને શિંગડાટી નાંખ્યો. ગધેડાનાં હાડકાં ખોખરાં થયાં તે જીવ લઈને ભાગ્યો.

દેડકી નિરાશ થઈ. તે ગઈ જંગલમાં. રીંછને વાત કરી. રીંછ દેડકીની વહારે ધાયું. સાંઢ તૈયાર જ હતો. તેણે રીંછને પણ શિંગડાનો ખૂબ સ્વાદ ચખાડ્યો. રીંછ ઊભી પૂંછડીએ જાય ભાગ્યું, જાય

ભાગ્યું !

દેડકીએ એક વટેમાર્ગુને જોયો. "ભાઈ, મારું કામ કરો. આ સાંઢ ફાટ્યો છે. તેનો ગર્વ ગાળો અને મારું વેર વાળો."

વટેમાર્ગુએ દેડકીના મોંથી બધી વાત જાણી. તેણે ડાંગ મજબૂત ઝાલી. અને ગયો સાંઢને સીધો કરવા.

સાંઢે ફૂંફાડો કર્યો, નાકનાં નસ્કોરાં ફુલાવ્યાં અને જમીન ખોતરવા લાગ્યો. માણસની રાહ જોઈ એ બળભર્યો ઊભો. માણસની શક્તિને તે હસતો હતો. "આ મગતરું! મને તે શું કરશે!"

વટેમાર્ગુ ડાંગ ઉગામી મારવા જાય છે કે તરત જ સાંઢે દોટ દીધી. માણસ બીહી ગયો. અડફટમાં આવતાં સહજ બચી ગયો. તે જીવ લઈ ભાગ્યો.

દેડકીની આશા ગઈ. "આ બળદને કોઈ મારનારું જ નહિ? તેનો ગર્વ ગાળે એવું હજુ કોઈ જન્મ્યું લાગતું નથી." દેડકી કૂવાના થાળા ઉપર બેસી કલ્પાંત કરતી હતી. એટલામાં ઊડતું ઊડતું મચ્છર આવ્યું.

"દેડકી બહેન! શીદ રડો છો? શું દુઃખ આવી પડ્યું?"

દેડકી કહે: "જા, ભાઈ જા. એ તારૂં ગજુ નહિ. જે કામ ગધેડાથી ના બન્યું, રીંછથી અને માણસથી ના બન્યું તે કો કાળે તારાથી થવાનું હતું?"

"એવું તે શું અઘરૂં કામ છે! મને તો કહો!" મચ્છર બોલ્યું.

દેડકીએ ઉત્તર વાળ્યો: "સાંભળ, આ સાંઢને તું મારે તો ખરો! કોઈથી તેને મારી શકાયું નહિ. મારૂં વેર ઊભું છે."

"એમ! એ સાંઢને હમણાં જ ધૂળ ચાટતો કરૂં. એના તે શા ભાર!"



મચ્છર ઊડતું ઊડતું બળદ પાસે ગયું. લાગ જોઈ તે બળદના કાનમાં પેસી ગયું. ચટકા ઉપર ચટકા દેવા માંડ્યા. બળદ આકળવિકળ થઈ ગયો. તેણે વેદનાથી બરાડા પાડી વન ગજવી મૂક્યું.

સાંઢને બરાડા પાડતો સાંભળી દેડકી રાજી રાજી થઈ ગઈ.

ચટકા ભરી ભરી મચ્છરે બળદનો પ્રાણ લીધો. નાનાશીકડા મચ્છરે જબરા માતેલા સાંઢનો ગર્વ ગાળ્યો!

દેડકીનું વેર પૂરું થયું. તે ખુશી થઈ બોલી:
"ડેહું........ડેહું."



# દોડશરત

મોટો અને વિશાળ એ બંગલો હતો. બંગલાની આસપાસ બાગ હતો. માળી હરરોજ નિયમિત ફૂલરોપાને પાણી પાતો. મનમાન્યાં ફૂલ અને પાન મળી રહેતાં. બાગવાને સુંદર રોપા રોપ્યા હતા. ક્યારા બનાવ્યા હતા. એ ક્યારામાં ફૂલઝાડો વ્યવસ્થિત રોપવામાં આવ્યાં હતાં.



બાગની પાસે ખુલ્લી જગ્યા હતી. એમાં વ્યાયામ-શાળા હતી. નાનો શીકરો અખાડો હતો. અખાડામાં મહેન્દ્ર અને વિનોદ કુસ્તી ખેલતા, અંગકસરતો કરતા અને શરીરને મજબૂત બનાવતા. એ નિરોગી શરીર ભવિષ્યમાં કેટલું ઉપયોગી થઈ પડશે? તે

જરા જરા વારમાં ડૉકટરોનાં બીલ ભરતા બચી જશે. પોતાને અને પોતાના સ્નેહીઓને સુખરૂપ નીવડશે.

નાનો મહેન્દ્ર ચપળ હતો. ભણવામાં હોશિયાર, તેની યાદદાસ્ત ધ્યાન ખેંચે એવી હતી. એકવાર આંકનો પાઠ બોલે કે યાદ રાખે.

મહેન્દ્ર ભણવામાં આમ ઘણો હોંશિયાર પણ તેનામાં માફ ન થાય એવી એક ખામી હતી. મહેન્દ્ર દરરોજ ઘણો મોડો ઊઠે. સવારે આઠ વાગે ઊઠે. મોડો ઊંઘે એટલે વહેલું કયાંથી ઊઠાય! રાત્રે પત્તાં રમે નહિ તો મિત્રોને ભેગા કરી અવનવી રમતો રમે. રાતના અગિયાર અને બાર વાગી જાય.

સવારે વહેલો ઊઠે તો ઊગતા સૂરજદાદાનાં દર્શન કરી શકે, ઉષાના વિધવિધ રંગો નિહાળી શકે, ચણ ચણતાં પક્ષીઓની પાંખનો ફડફડાટ સાંભળી શકે, પૂર્વ આકાશે પથરાતા રંગના સાથિયા જોઈ આનંદ માણી શકે. મહેન્દ્ર મોડો ઊઠે અને આ આનંદ ભોગવી ના શકે.

મહેન્દ્રના બાપા એક વાર દાટશરત જેવા

જવાના હતા. મહેન્દ્ર શરતમાં ઉતર્યો હતો. તેના જેવો દોડનાર કોઈ નહિ. હરણુશા પગ લઈ એવો તે દોડે કે શરત તે જ જીતે.

મહેન્દ્રના બાપા કહે: "વહેલો ઊઠીશને, બેટા! વહેલો ઊઠીશ તો તું વખતસર જઈ શકીશ."

મહેન્દ્ર બીજી પ્રભાતે વહેલો ના ઊઠી શક્યો. તેના બાપાએ એકબે વાર હાંક મારી પણ મહેન્દ્ર ના ઊઠ્યો તે ના જ ઊઠ્યો. બાપાએ મહેન્દ્ર વિના જ જવાનો વિચાર કર્યો. મોટર તૈયાર કરાવી અને શરત જોવા ગયા. મહેન્દ્રને એ દોડનું ઈનામ ના મળ્યું.

તે લજવાયો.

તે દહાડાથી મહેન્દ્રે દૃઢ નિશ્ચય કર્યો. તે હવે દરરોજ વહેલો ઊઠે છે: છ વાગ્યા પહેલાં. નિશ્ચય આગળ અઘરાં કામો સહેલાં બની જાય છે.



# ધરતીમાતા



ધરતીમાતા આજે ઉજ્જડ હતી. ઘાસ બળી ગયું હતું. ઝાડ બોડાં બોડાં હતાં. ધરતી 'પાણી પાણી' પોકારતી હતી. ઝાડોને પાણી જોઈતું હતું. પશુ-પંખી પાણી વિના ટળવળતાં હતાં. નદીનાં પાણી સુકાયાં. નાળાંનાં પાણી સુકાયાં. કૂવાનાં પાણી સુકાયાં. માણસ બિચારો તરસે મરવા લાગ્યા. ધામ તડકો ધખતો હતો. ગરમી વરસતી હતી. માણસના ડીલે પરસેવાના રેલા ચાલ્યા. તે બબાકળો બન્યો. આમ જાય અને તેમ જાય. અહીં ફરે અને ત્યાં ફરે. જીવ મુંઝાતો હતો.

આ વર્ષે પણ મે' વરસ્યો નહોતો. પ્રભુની મહેર ધરતીમાતા ઉપર થઈ નહોતી. દુકાળ

ડોકિયાં કરવા લાગ્યો. અનાજ પાકે શામાંથી! તળાવો સુકાં જ રહ્યાં. દુષ્કાળપીડિતો દયાસાગર પરમાત્માને કરગરવા લાગ્યા. પ્રાર્થનાની કાકલૂદીઓ ભગવાન પાસે થવા લાગી. સહુનાં હૈયાં પ્રભુગમ હતાં.

મહાદુઃખે માણસોએ આ વર્ષ પસાર કર્યું. બીજુ વર્ષ બેઠું.

ચોમાસાની ઋતુ આવી. ખેડૂતો મે'ની ટગરટગર રાહ જોતા હતા. "પ્રભુ દયાવાન છે. આ વર્ષે તો મેઘરાજાની પધરામણી જરૂર થશે." સહુ માણસોના અંતરમાં આશા હતી.

મેઘ જરાક મોડો પડ્યો. ખેડૂતોનાં હૈયાં કળકળતાં હતાં. હજુ આશા તેઓએ છોડી નહોતી.

દૂરદૂર વાદળી આવી; પાણીથી ભરેલી. લોકો છાજલી કરી તેને નિહાળતાં હતાં. ગાજવિજ થઈ. એક પછી એક વાદળીઓ ઉમટવા લાગી. આકાશ ઘેરાઈ ગયું. સૂરજદાદા ઢંકાઈ ગયા. ના દિવસ કળાય, ના રાત કળાય એવાં એ અંધારાં.

આભ ગજર્યું. વિજળી ઝબૂકી. પવન ફૂંકાયો. પવન ખૂબ ફૂંકાયો. એણે છાપરાં ઊડાડ્યાં. ઝાડ ઉખેડ્યાં. પવને ધૂળ ઊડાડી વંટોળિયો ઊભો કર્યો.

ઠંડો પવન વાયો. વરસાદ તૂટી પડ્યો. તૂટી પડ્યો. તૂટી જ પડ્યો. ઉપર આભમાંથી તૂટી પડ્યો. ધરતીમાતાના અંગે તૂટી પડ્યો.

સહુનાં હૈયાં ઠર્યાં. માણસોનાં હૈયાં નાચવા જ લાગ્યાં. તરસથી પીડાતી ધરતીએ પાણી ઝીલ્યાં અને પીવાય એટલાં પીધાં. નદીનાળાં ઊભરાયાં. તળાવો પાણીથી જળજળાકાર થઈ ગયાં. પાન વગરનાં બોડાં ઝાડ ઊભાં ઊભાં નાહ્યાં. તળાવમાં દેડકાંએ ગાણું શરૂ કર્યું. "ડ્રૂંઉં........ડ્રૂંઉં."

માણસોના જીવમાં જીવ આવ્યો. પશુપંખીની આંખોમાં ચમક આવી. પગમાં અને પાંખોમાં જોર આવી વસ્યું.

ઝૂંપડીમાં રહેતો અંધ કવિ ઝબક્યો. ઠંડી માટીની સોડમ આવી. તેના ડીલે શાતા વળી. ગળામાંથી સંગીત રેલાયું. સંગીત એવું અજબ

વરસાદને મોડા આવવાનો પશ્ચાતાપ થવા લાગ્યો.

વરસાદે માઝા મૂકી. ખૂબ વરસ્યો. આખી રાત વરસ્યો. ધરતીમાતાએ ઉત્સવ યોજ્યો. એમાં આવ્યાં વગડાનાં પશુ અને પંખી. આવ્યાં નર અને નાર. આવ્યાં જેમને રાસે રમવું'તું.



ધરતીમાતાએ માળા પહેરી અને ઊભાં વચ્ચે. કૂંડાળું મોટું થયું. પશુપંખી અને સર્વજણ રાસે રમવા લાગ્યાં.

# મિતાહારી

"તું મારો મિત્ર કે દુશ્મન?"

"તને શું લાગે છે?"

"મને તો લાગે છે કે તું મારો મિત્ર છે."

"તો થઈ રહ્યું. તારા મિત્રને તારાથી વધારે જમવાનો આગ્રહ ના જ થાય. હું મિતાહારી



છું તે તું જાણે છે. દર-રોજ માપેલો જ ખોરાક જમવાનો પછી ભલેને ભોજનમાં લાડુ મૂક્યા હોય! સ્વાદિષ્ટ ખોરાક મને વધારે જમવાને લલચાવી નથી શકતો." મારો મિત્ર બોલ્યો. અમે બન્ને મિત્રો બાલમિત્રો

છીએ. સાથે રમેલા અને સાથે જમેલા. સાથે જ માસ્તરને પજવતા અને સાથે જ બોર ખાવા જતા. સાથે ચકલાની વાડીએ જઈ ચકલાને દાણા આપી જામફળ ખાતા. અમે બધું સાથે કરતા. આ મિત્ર સત્તર વર્ષના ગાળાબાદ મારો મહેમાન થઈને આવ્યો. અમે બન્ને જમવા બેઠા. હું તેને જમતાં આગ્રહ કરવા લાગ્યો અને ઉપરની વાતચીત થઈ.

તે બોલ્યો: "અભય! તને એક વાર્તા કહું. એક હતો બુઝર્ગપુરૂષ. ગામડામાં રહેતો હતો. ખૂબ સાદુ જીવન ગાળતો હતો. તે કદી ગામની બહાર ગએલો નહિ કારણકે બીજે તેની વિચિત્રતાઓ પોષાય નહિ. મહેમાને તો યજમાનની ઈચ્છા પ્રમાણે વર્તવાનું એટલે આ એકસોપચીસ વર્ષના પુરૂષને મહેમાન બનવાનું પોષાતું નહોતું.

તે ખાવામાં ખૂબ નિયમિત અને મિતાહાર રહેતો. ચટાકેદાર ચટણી અને રાયતાં તે કદી જમતો નહિ, બીડી પીતો નહિ, ચહા, કોફી, કોકો તો કદી જોએલો નહિ. ખુલ્લામાં રહેતો અને લાંબુ એકધારૂં જીવન જીવ્યા કરતો.

જીવનને પ્રયોગશાળા માની બેઠા હતો. ખાવામાં પ્રયોગો કરે. આ ખવાય અને આ ના ખવાય. આ ખાવાથી ગરમી થાય: આ ખાવાથી પાચનશક્તિ બગડે. એવા નિયમો ઘડતો. નિયમિત ઉપવાસ કરતો અને જીવનને સુંદરતાથી મઢી લેતો.

એક દહાડો આ બુઝર્ગપુરૂષના જીવનની ખુશ્બો ગામ બહાર ફેલાઈ. શહેરમાં આ વાતની જાણ થતાં લોકો ગામડામાં ઊતરી પડ્યા. બુઝર્ગપુરૂષની ઝૂંપડીએ માનવમેળા જામ્યો. સહુનો સત્કાર કર્યો.



વૃદ્ધપુરૂષે પોતાની જીવનકથા કહી. સહુ આશ્ચર્ય પામ્યાં. "આટલું સાદું જીવન! સાદા જીવનમાં આટલી ભવ્યતા! આટલો જીવને કાબૂમાં

રાખવાનો! આટલી સ્વાદઇંદ્રિયને વશ કરવાની!" આવા આવા ઉદ્‌ગારો શહેરના પુરૂષો કાઢતા.

એ ટોળામાં એક માણસ હતો. તેણે આ પુરૂષની કથા સાંભળી, ઈર્ષાથી જલવા લાગ્યો. જેમ પાપીઓ સંતોને મારી નાંખે છે, કચડે છે, રીબાવે છે, મોં ઉપર થૂંકે છે, માથે કાંટાનો મૂકટ મૂકે છે, અપમાનિત કરે છે અને વધસ્તંભે જડી મારી નાંખે છે તે પ્રમાણે આ ઈર્ષાળુ પુરૂષે બુઝર્ગપુરૂષને મારી નાંખવાના ઘાટ ઘડ્યો.

પાપી બોલ્યો: "મહારાજ! અમારા શહેરમાં ના આવો? આવો અને અમને મિતાહાર ઉપદેશો. અમે ખાઉધરા બની ગયા છીએ. તમારા જીવનનો જ્વલંત દાખલો અમારી આગળ મૂકો."

બુઝર્ગપુરૂષ બોલ્યો: "નહિ. ભાઈ! એ નહિ બને. હું રહ્યો ગામડિયો. મારો રાહ તમને નહિ પસંદ આવે. શહેરમાં મારૂં જીવન ચૂંથાઈ જશે. શામાટે મને શહેરમાં નિમંત્રો છો!"

પાપી બોલ્યો: "તમે આવો. તમારા જીવનનો ભવ્ય સંદેશો અમારા શહેરીઓના કાને પડવા દો. તમારા જીવનની એ મોટામાં મોટી સેવા."

બુઝર્ગપુરૂષે એક ક્ષણમાં વિચાર કરી લીધો. તેણે પોતાના દીકરાઓને બોલાવ્યા અને ભેટી લીધું. ઘરની ભાળવણી કરી. માલમિલ્કત વહેંચી આપી. પોતાના ખેતરને, અને પોતાની ઝૂંપડીને પ્રણામ કર્યા.

"બાપા! આમ કેમ કરો છો? શું થાય છે?" બેટા! તમે નહિ સમજો. પણ મારૂં મન સાક્ષી પૂરે છે કે મારો જીવતો દેહ આ ભૂમિમાં નહિ આવે. આ પાપીઓ મને વધસ્થાને લઈ જાય છે. હું શહેરમાં જ મરવાનો અને આમને જ હાથે મરવાનો." બુઝર્ગપુરૂષ બોલ્યો. તેના સ્વરમાં થડકારો હતો.

દીકરાઓની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. "બાપા સેવા અર્થે જાય છે." એટલું જ તેઓ સમજ્યા.

બુઝર્ગપુરૂષ શહેરમાં આવ્યો. તેના માનમાં ભવ્ય મેળાવડા યોજાયા. તે ભેગા થએલાઓને પોતાનો સંદેશો જણાવતો. પોતાના જીવનની કથા જ કહેતો; સાદી અને સરળ ભાષામાં. બુઝર્ગપુરૂષનું જીવન જ સંદેશો બની જતું. એકસોપચીસ વર્ષના મિતાહારી પુરૂષને જોવા શહેરના લોકો ઉલટતા.

પછીથી તો આવ્યાં નિમંત્રણો. "મહારાજ! આજે મારે ત્યાં જમવા આવો. આજે મારે ત્યાં. આજે તો મારે ત્યાં જ." શહેરના લોકો નિમંત્રણ—આપતા.

બુઝર્ગપુરૂષને દરરોજ જમવાનાં કહેણ મળતાં. આજે એકને ત્યાં તો કાલે બીજાને ત્યાં.

યજમાનો નવાંનવાં સ્વાદિષ્ટ ભોજન બનાવે અને હાંસી હાંસીને જમાડે. 'યજમાનને માઠું લાગશે' એવા ખ્યાલે બુઝર્ગપુરૂષ પોતાના માપેલા ખોરાક કરતાં વધારે જમતા. એમ કરતાં છ મહિના વીતી ગયા.

એક દહાડો ગામડામાં બુઝર્ગની ઝૂંપડીએ ટપાલી આવ્યો. તેની પાસે કાગળ હતો; એક શહેરીનો.



કાગળમાં બુઝર્ગપુરૂષના મરણના સમાચાર હતા.

દીકરાઓ રોયા. ખૂબ રોયા.

"બાપા તો કહેતા હતા કે હજુ હું બીજાં પચીસ વર્ષ જીવીશ. અને આ શું થઈ ગયું?" એક દીકરો બોલ્યો. "બાપા અહીં જ હોત તો જરૂર પચીસ વર્ષ સહેલાઈથી કાઢત. પણ એતો શહેરમાં ગયા. શહેરીઓએ છૂપું ઝેર આપ્યું: હદ કરતાં વધારે જમવાનું." બીજો દીકરો બોલ્યો.

બન્ને દીકરાઓનાં કલ્પાંત અફાટ હતાં. "જોયું અભય! મિતાહારી નહિ રહેવાનાં આ પરિણામ. તું મને આગ્રહ કરીને જમાડે છે એટલે મને મનમાં થયા કરે છે કે તું મને મારી નાખવા માગે છે કે શું?

તું મારો દુશ્મન તો નથી ને! તમે શહેરીઓ ગામડિયાની કેવીએ દશા કરી મૂકશો!"

મારો મિત્ર બોલ્યો. હું શરમાઈ ગયો. જેટલા દહાડા તે મારે ત્યાં રહ્યો તેટલા દહાડા મેં તેને કદી વધારે જમવાનો આગ્રહ કર્યો નહિ.

મારા મિત્રે આજે મિતાહારીની વાર્તા કહી અને મારા ઉપર કેટલો ય ઉપકાર ચઢાવ્યો છે.



# એક હતા સાધુ

એક હતા સાધુ; પૂરા સાધુ. તેમનું ધર્મમાં ધ્યાન ઘણું. પ્રભુભક્તિમાં વખત ગાળે. દુનિયાની માયા તજેલી. સાધુ નદી કિનારે નાની પર્ણકુટી બનાવી રહે.

સાધુજીની લંગોટી હરરોજ ઉંદરડી કાપી જાય. સાધુ ઘણાય ચીઢાય. કરે શું! તેમણે ઉંદરડીને વશ કરવા બિલાડી પાળી. "બિલાડી ઉંદરડીને મારી ખાશે. આપણે મારીએ ત્યારે પાપ લાગે ને!". સાધુએ મનને છેતર્યું.



બિલાડીબાઈ આવ્યાં એટલે ઉંદરડી ભાગી. ઉંદરડીનો ત્રાસ ગયો. સાધુ રાજી થયા.

હવે બિલાડીને ખાવા તો જોઈએ ને? સાધુ

પોતાના ભાણામાંથી વધ્યુંઘટ્યું નાખે. બિલાડી ધરાય નહિ. તે બૂમો પાડે. સાધુને ઈશ્વરધ્યાનમાં ખલેલ પડવા લાગી. તેમને આ વસમું લાગ્યું.

એક દહાડો નદીએ થઈને ગોવાળ નીકળ્યો. સાધુ કહે: "એ ગોવાળ! મને એક ગાય ના આપ!" ગોવાળ કહે: "ગાને શું કરશો? તમે રહ્યા સાધુ અને આ જંજાળ!"

સાધુ કહે: "મેં એક બિલાડી પાળી છે. તેને દૂધ પીવાડવા માટે ગાયનો ખપ છે."

ગોવાળે ગાય આપી દીધી.

'સાધુને નહિ આગળ ધરાળ, નહિ પાછળ ઉલાળ' એવું કહેનાર માણસો સાધુજીની ઝૂંપડીમાં બે પ્રાણીઓ જોઈ રાજી થયાં. એક હતી બિલાડી. બીજી હતી ગાય.

સાધુ મહારાજે ઈશ્વરભક્તિ કરવા સંસાર તજ્યો હતો. જંજાળથી વેગળા ભાગ્યા. ગામ વચ્ચે રહી ગામની ધાંધલ ના સહન થઈ. પ્રભુ-ભજન કરવા તો આ નદીના કિનારે આવી વસેલા પણ આ લપ વળગી.

ઉંદરડીનું દુઃખ ટાળવા બિલાડી આણી

અને બિલાડીને પોષવા ગાય વસાવી.

સાધુ મહારાજ ગાયને નીરણ નાંખે અને પાણી પીવાડે. ગાયના દૂધથી સાધુ અને બિલાડી બંને સંતોષાય. ગાયની સેવા કરતાં સાધુનો ઘણો વખત વહી જવા લાગ્યો. તેમનું ધર્મધ્યાન ઓછું થયું. બિલાડીની ચિંતા, ગાયની ચિંતા. ઈશ્વરધ્યાનમાં ચિત્ત ના ચોંટે! મૂંગા જનાવરને પાળ્યાં તે કાંઈ કાઢી મૂકાય? અને કાઢી મૂકે તો જાય ક્યાં?

ગાય આખો દહાડો વનવગડે ચરે અને સાંજે ઝૂંપડીએ પાછી ફરે.

શિયાળો ગયો અને ઉનાળો આવ્યો. રહ્યું સહ્યું ઘાસ બળી ગયું. સૂર્યે વનની વનરાજી સુકવી નાંખી. ગાયને ઘાસના સાંસા પડવા લાગ્યા.

સાધુથી ગાયના પેટમાં પડતા ખાડા દેખ્યા ના ગયા. તે જાય દરરોજ વનમાં અને મળે તેટલું ઘાસ લાવી ગાયને નીરે.

ચોમાસું આવ્યું. મે' વરસ્યો, સર્વે જળ-જળાકાર થઈ રહ્યું. ધરતીએ ઘાસ ઉગાડ્યું. ગાયને માટે લીલોતરી થઈ ગઈ.

સાધુને વિચાર આવ્યો: "લાવને આ થોડી જમીનમાં વાવેતર કરું! જારના પૂળા ગાયને ઉનાળામાં ખપ તો લાગશે!"

ઝૂંપડીની આજુબાજુની જમીન ખેડી, સાધુએ જાર વાવી.

બે ત્રણ મહિનામાં જાર ખૂબ વધી ગઈ. પવનમાં જાર લહેરિયાં ખાય અને સાધુજીનું હૈયું ગજગજ ઉછળે.

એક દહાડો ગામના ધણી નદીકિનારે થઈને જતા હતા. તેમણે ઝૂંપડી જોઈ અને લીલીછમ જાર જોઈ. તે ખૂબ આશ્ચર્ય પામ્યા.

"આ નદી પાસે કોણે જાર વાવી હશે! શું સુંદર જાર છે!"



ઠાકોર ગયા ઝૂંપડીએ.

ઠાકોર બોલ્યા: "સાધુ મહારાજ! આ ખેતર કોનું?"

સાધુ કહે: "સર-

કારનું."

"તો તમે કેમ વાવ્યું? દાણ ભરો છો?"

સાધુ બોલ્યા: "ના, હું તો દાણ નથી ભરતો."

ઠાકોરે બાવાજીને પોતાની સાથે લીધા.

બાવાજી ઉપર કામ ચાલ્યું. કચેરીમાં પૂછાતા પ્રશ્નોથી બાવાજી અકળાઈ ઊઠ્યા. બાવાજીનો દંડ પચાસ રૂપિયા થયો. તે દંડ ક્યાંથી ભરે?

ભર કચેરીમાં બાવાજી ઊઠ્યા. લંગોટી છોડી ન્યાયાધીશ તરફ ફેંકી. "લ્યો, આ જ બધાં અનર્થનું મૂળ છે."

આટલું બોલી સાધુ નાઠા. નાઠા તે નાઠા જ.

ઝૂંપડીએ આવી બાવાજીએ ઝૂંપડી સળગાવી મૂકી. એક હાથમાં ચીપીઓ, બીજા હાથમાં કમંડળ, ખભે વાઘચર્મ અને બાવો ધરતી ઉપર ચાલી નીકળ્યો.

સાધુ ગયા. "એક હતો બાવો, અને એક હતી ઉંદરડી." આ પ્રમાણે છોકરાં વાર્તાની શરૂઆત કરે છે.



# રાજાને ગમે તે રાણી

પેથાપુરના રાજા શિકારે નીકળેલા. તેમણે એક છોકરી જોઈ. તે છાણાં વીણતી હતી. છોકરી તો રૂપ રૂપનો અવતાર. રાજાને છોકરી ગમી ગઈ. તેમણે તેને મહેલમાં આણી. છોકરીને નવડાવી અને સુંદર કપડાં અને દાગીના આપ્યાં. ગામડાનું મોતી રાજમહેલમાં ઝળકી ઊઠયું. શીમમાં છાણાં વીણતી છોકરી પેથાપુરના રાજાની માનીતી રાણી બની ગઈ!

મહેલમાં રાણી અમનચમનમાં રહે. પુષ્કળ અને ભાત ભાતનું જમવાનું મળે, વસ્ત્રોના ઢગલા મળે, અલંકાર બેસુમાર, રાણી ખૂબ ખુશીમાં રહે.

રાણીને આટલો વૈભવ હતો છતાં એક ટેવ જતી નહોતી. રાણી દરરોજ જમ્યા બાદ કબાટ આગળ જાય, ઊઘાડે અને બોલે: "માબાપ! વાળું નાખજો ...સ્તો!" પછી કબાટમાં મૂકી છાંડેલો બે ત્રણ દહાડાનો રોટલો કાઢે અને હોંશે હોંશે ખાય.

રાણી દરરોજ જમ્યા બાદ ક્યાં જાય છે તે



જાણવાની રાજાને ઇચ્છા થઈ. રાણી પંદર દહાડે પકડાઈ ગયાં. રાણીને બોલતાં અને ભીખેલા રોટલાનો ટૂકડો આટલી લહેજતથી ખાતાં જોયાં ત્યારે રાજાને તો અજાયબીનો પાર ના રહ્યો. રાજા પાછે પગલે જતા રહ્યા.

સાંજ હતી. રાજારાણી નદીકિનારે બેઠાં હતાં. નદીની પાસેના જંગલ તરફ રાણી વારંવાર જુએ અને નિસાસા નાંખે.

રાજા કહે: "રાણીજી! સાચું કહો, તમારી

જાત શી?"

રાણી બોલ્યાં: "પાણી પીને ઘર પૂછો છો?"

રાજા કહે: "ના, તોય કહોતો ખરાં કે તમે કઈ જાતનાં?"

રાણી કહે: "જાણીને શું કરશો? ઓછી મને તમે કાઢી મૂકશો!"

"ના, રાણીજી, બોલો. જાત શી?"

"મારી જાત ભંગીની" રાણી બોલ્યાં.

રાજા રાણીના મુખ સામે ટગર ટગર જોઈ રહ્યા.

"શું જુઓ છો, મારા રાજા?" રાણી ટહુકયાં.

"રાજાને ગમે તે રાણી." રાજા બોલ્યા.

"છાણાં વીણતાં આણી." રાણીએ કડી પૂરી કરી.

બંને હસી પડ્યાં



# આળસુ ઝેનૂલ

ઝેનૂલ બાપનો લાડકો હતો. બાનો લાડકો હતો. ઝેનૂલ સહુને ગમે; ના ગમે મને એકલાને જ. કારણ ઝેનૂલ આળસુ હતો.

તે આખો દહાડો કૂદતો ફરે, રમતો ફરે અને ટંકે ખાવા ઘેર આવે. નિશાળે જવાનું હોય ત્યારે રડે, નહાવા રામો બોલાવે એટલે આડાઈ કરે, વાળ હોળવાના હોય ત્યારે નોકરને હાથે બચકાં ભરે. ઝેનૂલ બાને પણ પજવવામાં મણા રાખતો નહિ. ઝેનૂલ હતો લાડકો પણ આવું વર્તન કેટલા દહાડા નભે!

ઝેનૂલની મા એકવાર બહાર ગઈ.

તેણે તેને એક કામ સોંપ્યું.

"બેટા! આટલું કામ ના કરે!"

"કયું કામ?"

"માશીને કહી આવ કે કાલે બપોરે અમારે ત્યાં જમવાનું છે." બાએ સંદેશો ઝેનૂલ જોડે કહેવડાવ્યો.

બા બહાર ગઈ.

ઝેનૂલ બબડ્યો: "જાય છે મારી બલારાત! હું અહીં નહિ રમું કે માશીના ઘરે આંટો કરું!"

તે તો હાથમાં નાનીશી લાકડી પકડી ગયો બાગમાં. રાણીબાગ તેને બહુ ગમતો. તેણે પ્રાણીઓ જોયાં, ભાત ભાતના મોર અને રંગ-બેરંગી પક્ષીઓ જોયાં. તેણે જુદા જુદા દેશના પોપટ જોયા.

ઝેનૂલ ફરી ફરીને થાકયો. ઝાડના છાંયડે તે આરામ કરવા બેઠો. ઝાડ ઉપર ખિસ્કોલી કૂદાકૂદ કરતી હતી.

"ખિસ્કોલી કેટલી સુખી છે! ખાય છે, પીએ છે અને રમતી ફરે છે. ઝાડ ઉપર ચઢવું અને ઊતરવું. નહિ કામ, નહિ કાજ. તેની માડી કંઈ કામ જ નહિ કરાવતી હોય. હું ખિસ્કોલી બન્યો હોત તો!"

ઝેનૂલ વિચાર કરતો હતો. તે જરા આડે



પડખે થયો. ખિસ્કોલી સડસડાટ ઝાડ નીચે ઊતરી. ઝેનૂલ બોલ્યો: "ખિસ્કોલી, ખિસ્કોલી! તું મારી જોડે ના રમે! હું એકલો છું. કોઈ મારી જોડે રમનાર નથી."

ખિસ્કોલી કહે: "ના, બા! મારાથી તારી જોડે ના રમાય. મને વખત ક્યાં છે! મને મારી માએ ફળ ફળાદી અને દાણા શોધવા મોકલી છે. મા યે બહાર જાય અને દાણો લાવે, હું યે જઉં અને દાણા લાવું. અને બાપુજી પણ કામ કરે. બેગું ના કરીએ તો ખાઈએ શું?"

એટલું બોલી ખિસ્કોલી ચાલી ગઈ. ઝેનૂલને ખૂબ ખોટું લાગ્યું.

થોડીવાર થઈ અને એક મધમાખી બણુ-બણુતી આવી. ઝેનૂલ પોકારી ઊઠ્યો: "મધમાખી, મારી બહેન! મારી સાથે રમીશ? મારી જોડે

રમનાર કોઈ નથી. તુ રમ તો મઝા પડે."

મધમાખી બોલી: "ના, ના. મારાથી કેમ રમાય? હું તો મધ ભેગું કરવા નીકળી છું. મધપુડો મધથી ભરીએ અને જ્યારે ફૂલો ના મળે ત્યારે નિરાંતે ખાઈએ. અત્યારે વસંત છે. ફૂલો ખીલ્યાં છે. મધ ભેગું કરી લેવાનો આ વખત છે." મધમાખી બોલીને ઊડી ગઈ.

ઝેનૂલ એકલો પડ્યો. "આ ખિસકોલીને વખત નથી, મધમાખી પણ કામગરી નીકળી. હું એકલો જ નવરો, ત્યારે? ના, ના. મને પણ બાએ કામ સોંપ્યું છે."



ઝેનૂલ દોડતો માશીના ઘરે ગયો. બાનો સંદેશો કહ્યો. માશીએ મીઠાં મઝાનાં બોર આપ્યાં.

ઝેનૂલ આળસુ મટી ગયો. તે નિશાળે જાય છે અને સહુને વહાલો થઈ પડ્યો છે.



# અમારા રમુજી કાકા-પેસ્તનજી પેંપે

અમારી ઓફિસમાં એ નોકરી કરે. નોકરી કરતાં કરતાં વીસ વીસ વર્ષનો કાળ વિતી ગયો હતો. જાતે એ પારસી હતા. હવે તો જીવનનો સંધ્યાકાળ હતો. એ બુઢ્ઢા થવા આવ્યા હતા.



શરીરે કરચલીઓ પડી હતી. દાંત બધા પડી ગયા હતા, પડાવી નાંખ્યા હતા. ડોકટરને ત્યાંથી જુદા દાંતનાં ચોકઠાં આણ્યાં હતાં.

બુઢ્ઢાજી એ ચોકઠાં પહેરે ને રૂપાળા દેખાય. બુઢ્ઢાને ત્રેપન વર્ષની આવરદા થઈ હતી. પણ આત્મા ઘરડો જરાપણ નહોતો થયો. ડોસો જુવાન જેવી ઠેકડી કરે, જુવાન જેવું

હસે; જુવાન જેવી વાતોચીતો કરે ને જુવાન જેવું આચારે, વિચારે.

એ પારસી કાકા જુવાન બુઢ્ઢા હતા. પારસી કાકાનું નામ અમે લહેરીલાલા પાડેલું.

તે દરરોજ ઓફિસમાં મોડા જ આવે ને ઉપરીનો ઠપકો ખાય.

ઠપકો ખાઈ રહે અને પછી એક ગ્લાસ ઠંડુ પાણી પીએ. જીવ હેઠો બેસે પછી તે કામે વળગે. આ દરરોજનો તેમનો કાર્યક્રમ.

કામ કરે પણ તે બોલ્યા ચાલ્યા વગર તો ના કરે.

આખો દિવસ કામ કરતાં કરતાં પણ એવું એવું બોલે ને એવું એવું કરે કે આપણે હસ્યા વગર ના જ રહીએ.

કાગળીઆં ઉપર પડેલું વજન ઉપાડે ને એવા જોરથી પછાડે કે આખી ઓફિસના માણસો ચમકી ઊઠે. વળી પાછા બોલે: "એટલું ચમકો છ શાનું?"

કાકા કામ કરતાં કરતાં ફસ લઈને હસી

પડે. થોડી જ વારમાં જાણે કંઈ ના બન્યું હોય એમ ગંભીર મોં બનાવી દે. કાકાને ન ઓળખનાર પ્રથમ મેળાપે જરૂર ગાંડા જ ધારી લે.

કાકા કડકડતી ઈસ્ત્રી કરેલાં કપડાં પહેરે. માથે કાગળ નાખવાની પેટી જેવી ચકચકતી પાઘડી પહેરે. હાથે ઢળ્બો ઘડિયાળ પહેરે. હાથે ઢળ્બો ઘડિયાળ એટલે આખું કાંડું ઢંકાઈ જાય.

કાકાના પગની આંગળીઓનું ઠેકાણું જ નહિ. બધી આંગળીઓ વાંકીચૂંકી ને એક બીજી ઉપર ચઢી ગએલી. પૂછીએ કે "કાકા! આમ કેમ થયું છે?" કાકા આસ્તે રહીને જવાબ આપે: "આ જોડાની મોકાણે સ્તો."

દરવર્ષે બે વાર આંટણ કપાવવાં જ પડે. કાકાની આ પીડા કોઈ ન મટાડી શક્યું. દરવર્ષે બે વાર પારાવાર દુઃખ ભોગવવાનું જ રહ્યું.

કાકા હતા સાવ એકલા, નહિ છોકરાં કે નહિ ધણીઆણી. એકલવાયું જીવન કેવું લાગતું હશે? કાકાજી કમાય તેટલું ખાય, પીએ ને અમનચમનમાં રહે. નહિ કશી વાતની ચિંતા.

ઓફિસમાં તે દરરોજ વિજળીની ગાડીમાં

આવે. ગાડીમાં સહુનું ધ્યાન ખેંચે. તાણી તાણીને એવા ખોંખારા ખાય કે સહુ તેમની તરફ જોઈ જ રહે. ખુબી તો એ કે બધા તેમની તરફ જુએ પણ કાકા કોઈ તરફ આંખ ઊંચી ના કરે.

તે બારે માસ છત્રી ઓઢે. છત્રીને રસ્તા વચ્ચે એવી ઘૂમાવે કે સહુ જણ હસે.

ટેક્ષીઓવાળા કાકાને બહુ સારી રીતે ઓળખે. ટીખળ કરવા સારૂ ટેક્ષીવાળો છાનોમાનો મોટર લાવે ને તેમની પછવાડે જ ધબદઈ ઊભી રાખે. ગાડી પાસે આવે ત્યારે જ જાણ થાય ને કાકા હાંફલા ફાંફલા ભાગે.

એ જોઈ ટેક્ષી ડ્રાઇવરો હસે.

કાકા બહુ રમુજી હતા.

એમણે એક દહાડો ખૂબ મઝાની વાત કહી. એક પારસી અને એક યુરોપિયન એક જ હોટેલ-ની કોટડીમાં સાથે રહેતા હતા. યુરોપિયન વગર લોટે બેકી જાય તેથી વૃદ્ધ પારસીને નવાઈ લાગી. તે પૂછું પૂછું કરે. આખરે તેમણે પૂછ્યું: "વેન યુ ગો ટુ નેસેસરી, એન્ડ ધેર મેક પદરમૂપરી, હુયુ

વોટર કલીન કે પીપર કલીન."

પારસીનું આવું અંગ્રેજી સાંભળી અંગ્રેજ છક્કડ થઈ ગયો.

તે બોલ્યો: "યસ, મી. પેસ્તનજી! ઓલ પેપરકલીન."

પારસીએ અંગ્રેજીમાં પૂછેલું કે તમે જાજરૂ જાઓ છો ત્યારે કાગળ વાપરો છો કે પાણી?

અંગ્રેજે જવાબ આપેલો; "કાગળ વાપરૂ છું."

આ મારા બુઢ્ઢા પારસી અમારી ઓફિસ-માંથી ગયા ત્યારે અમે સહુ ઘણા દુ:ખી દુ:ખી થઈ ગએલા.



# મરઘાંની સાઠમારી

મરઘાંનું ટોળું હતું. સો જેટલાં મરઘાં સાથે રહેતાં અને સાથે ફરતાં. એક જ માલિકીનાં. માલિક ભલો હતો. પોતાનાં પાળેલાં પક્ષીઓને દાણાદૂણી સારી રીતે ખવાડતો હતો. તે ઈંડાં વેચી પોતાનું ગુજરાન ચલાવતો. વચ્ચે તે ઈંડાં સેવડાવતો અને મરઘાંનું ટોળું મોટું કરતો.

એક દહાડો પ્રભાતે મરઘી ઊઠી. એકવીસ દહાડાની ધીરજે અને ખંતે મરઘીને વીસ સુંદર બચ્ચાંની મા બનાવી. ઈંડાં સેવાયાં. રૂપાળાં રૂના દડા જેવાં એ બચ્ચાં હતાં. મરઘી તો બચ્ચાંને જુએ અને ઘેલી ઘેલી થઈ જાય. તે ઘણા હોંશથી બચ્ચાંને ઉછેરવા લાગી.

જોતજોતામાં બચ્ચાં મોટાં થયાં. મરઘીએ ઘરની રક્ષા તજી અને ખુલ્લી જગ્યામાં આવી.

અહીં બચ્ચાંને દાણા અને જીવડાં પૂરતા પ્રમાણ-માં મળવા લાગ્યાં. મા પગ અને ચાંચ વડે ભીની અને જીવાતવાળી જમીન ખોતરતી. બચ્ચાં માનું અનુકરણ કરતાં શીખ્યાં.

બચ્ચાં મોટાં થયાં. હવે માથી દૂર સ્વતંત્ર ચણવા જવા લાગ્યાં. મા ઊભી ઊભી પોતાનાં બચ્ચાં ઉપર નજર રાખતી. જરાક ભય જણાય કે તરત મરઘી કોકો કરી મૂકતી અને બચ્ચાં ભયની ચેતવણી સમજી જતાં. દોડી માની પાંખમાં સમાય જતાં.

એક દહાડો આ મરઘી અને બીજી મરઘી લડી પડી. જોતજોતામાં બંને મરઘી ખૂબ લડવા લાગી. કૂદી કૂદીને ચાંચો મારે, નહોર વડે ઉઝ-રડા પાડે. કલગી લોહીલોહાણ થઈ ગઈ. માતાનું યુદ્ધ બચ્ચાં જોતાં હતાં. નાનાં બચ્ચાં! તેમનાથી કાંઈ ઓછી માને મદદ થાય! એ તો ઊભાં ઊભાં, માતાનો વિજય થાય, એવી પ્રાર્થના કરવા લાગ્યાં.

લડાઈએ ભયંકર રૂપ લીધું. માતા થાકવા લાગી. તે હારે અને અપમાનિત બને તે પહેલાં પાછળથી મરઘાએ આવી પેલી વઢકારી મરઘીને

ચાંચાટવા માંડી. મરઘો ક્યારનો ઊભો ઊભો તાલ જોતો હતો. બચ્ચાંની મા છૂટી. મરઘાને પોતાનો પક્ષ લેતો જોઈ એ તો રાજીના રેડ થઇ ગઈ. તે દૂર ખસી. મરઘાને અને મરઘીને લડવા દીધાં.

મરઘીને મરઘો ભારે પડ્યો. એક તો પહેલેથી જ થાકેલી અને તેમાં તાજા બળના મરઘા જોડે લડવાનું આવ્યું. ક્યાં મરઘાનું બળ અને ક્યાં મરઘીનું ?

મરઘી ભોંય ઉપર ઢળે તે પહેલાં તેના દીકરાએ આવી તેનો બચાવ કર્યો. હવે બે મરઘા લડવા લાગ્યા.

દીકરાએ આવી પાછળથી ચાંચ મારી તેથી આગલા મરઘાને જરા વસમું પડ્યું. મરઘો ચિત્કાર કરી કૂદયો.

એણે પોતાનો હરીફ જોયો. આંખમાં ખૂન ભરાયું. હતું તેટલું બળ ભેગું કર્યું અને નવા મરઘા જોડે લડવા લાગ્યો.

બે બળભર્યા મરઘાની સાઠમારી શરૂ થઈ.

આ યુદ્ધે બીજાં મરઘાંને બોલાવ્યાં. સહુ લડકારાં બની ગયાં. લડાઈનું ઉગ્ર વાતાવરણ



કેલાયું. સો મરઘાં અંદર અંદર કુસંપે ચડ્યાં. જે જેને ફાવે તેની જોડે લડવા લાગ્યું.

કેટલાયે ઘવાયાં. કોઇની આંખ ફૂટી, કોઇની કલગી ગઈ તો કોઇનો પગ તૂટ્યો.

આ ભાઈ ભાઈ, માદીકરી, અને કુટુંબીઓ વચ્ચે યુદ્ધ ચાલતું હતું તે એક શકરાબાજે જોયું. "આટલી મોટી ઉજાણી?" શકરો બબડ્યો.

તે ઊતર્યો આકાશેથી. ઝડપ મારી એક મરઘો ઉપાડી ગયો. કોઇને ખબર પણ ના પડી.

ભૂખ્યાડાંસ શકરાબાજે ઉજાણી કરી. તે બીજો શિકાર લેવા ઊતર્યો. જાણે તીર છૂટ્યું. ચુપકીદીથી મરઘી ઉપાડી. શકરાનું આ દુષ્ટ કૃત્ય એક બચ્ચાએ જોયું તે દોડ્યું પોતાની મા કને.

"મા, મા! પેલો શકરો આવે છે અને

આપણી અંદર અંદરની લડાઈમાં આપણને ઉપાડી જાય છે. હમણાં જ માશીને ઉપાડી ગયો. દોડ, ખબર કર બધાંને કે દુશ્મન આપણી લડાઈનો લાભ ઊઠાવે છે. ટંટો તજો અને દુશ્મનને હાંકી કાઢવા તૈયાર થાઓ."

માએ પોતાના બચ્ચાંનું સાંભળ્યું. તે છળી પડી. તે દોડી પોતાનાં ભાંડુડાં પાસે. શત્રુના કૃત્યની જાણ કરી. સહુએ કોંગટની લડાઈ બંધ કરી. વેર ભૂલી એક બન્યાં. સંપ હોય ત્યાં દુશ્મનનું શું ચાલે!

શકરો પાછો આવ્યો. બધાંએ જોયો. મરઘાં સંતાઈ ગયાં. શકરો ભોંઠો પડ્યો.

સાંજ થઈ. માલિકે મરઘાંને ખાડામાં ગણી ગણી પૂરવા માંડ્યાં. સંખ્યા અઠાણુંની થઈ. એને આશ્ચર્ય થયું. શોધ કરી. શકરાએ ખાધેલાં મરઘાં પાછાં આવ્યાં જાણ્યાં છે? માલિકને કોણ કહે કે આખો દહાડો મરઘાંએ સાઠમારી કરી હતી અને શકરાએ એનો લાભ લીધો હતો.!



# ધરમપુરનો સંતપુરુષ

ધરમપુરમાં સંતપુરુષ રહે. તે બહુ ધર્માળુ. ગરીબગરબાંને અન્ન આપે, દુઃખીને અને માંદાને સહાય કરે, માર્ગ ભૂલેલાંઓને માર્ગ દેખાડે. અને પડેલાંને ઊઠાડે.

ભલા પુરુષની કીર્તિ આજુબાજુના ગામમાં ફેલાએલી. પરગામીઓ ગામમાં આવે તો આ સંતપુરુષનાં દર્શન કરવાનું ચૂકે નહિ.

ઉનાળો ધોમ ધખતો હતો. ખરા બપોર એટલે આકાશમાંથી અગ્નિ વરસતો. થાક્યોપાક્યો એક પુરુષ સાધુની ઝૂંપડીએ આવ્યો. સાધુએ તેને સત્કાર્યો, અને અન્નપાણી આપ્યાં. મુસાફરને નિરાંત વળી.

સાંજે સૂર્ય આથમ્યો. પ્રાર્થના કરવા તે



મુસાફર ઘુંટણીએ પડયો. તેણે ભગવાનને ત્રણ ગાળો દીધી. મુસાફરનો ગાળો દેવાનો અતૂટ નિયમ હતો. "અરે! ભગવાનને ગાળો દો છો?" સંતપુરૂષ બોલ્યો: "હા, મહારાજ! ભગવાને મારૂં બહુ ભુંડુ કર્યું છે. હું તેનો પહેલાં પૂરો ભકત હતો પણ મારા બે દીકરા અને પત્ની ઝૂંટવી લીધાં. ત્યારથી સૂર્ય ડૂબતાં હું ત્રણ ગાળો ભગવાનને દઉં છું. મુસાફરે ખુલાસો કર્યો.

સંતપુરૂષનો મીજાસ ગયો. "હેં, મારા ભગવાનને ગાળ! આવાને ઝૂંપડીમાં રખાય કેમ!" સાધુ પુરૂષે મુસાફર ઉપર ખૂબ ક્રોધ કર્યો. તેમણે તેને ઝૂંપડીમાંથી હાંકી કાઢ્યો. સાધુ ખૂબ તપી ગયા હતા.

થોડીવારમાં તે શાંત થયા. પોતે ઘણું ખોટું કર્યું છે તેનું ભાન થયું. તે ભગવાનની પ્રાર્થના

કરવા લાગ્યા. ભગવાને દર્શન દીધાં.

"હું વર્ષોથી આ મુસાફરનું સહન કરતો આવ્યો છું અને તું એક દહાડો ય ના સહી શક્યો?"

ભગવાન આટલું બોલી અદ્રશ્ય થયા.

સંતપુરુષને ભૂલ સમજાઈ. તે બોલ્યો: "પ્રભુ મારો આટલો દયાળુ?"



# બાબીબહેનની બિલાડી

બાબીબહેનને બિલાડી ઘણી વહાલી અને બિલાડીને બાબીબહેન ઘણાં વહાલાં. બંનેને એક બીજા વગર ના ચાલે.

બાબીબહેન બિલાડીને ખવાડે, પીવાડે અને લાડ કરે. ખોળામાં લે ને ડીલે હાથ ફેરવે. મા ભાતભાતનાં ખાવાનાં બનાવે અને બાબીબહેન જમવા બેસે. બિલ્લીબાઈ પટાવતાં પટાવતાં આવે. ઊંચીનીચી પૂંછડી કરતાં આવે. ચૂપચાપ ગાદી-પગલે ચાલે. બાબીબહેન તેમને બોલાવે અને પેટપૂર જમાડે.

બાબીબહેન ફરવા જાય તો તે પાછળ પાછળ જાય. થોડે જાય અને કૂતરાંની બીકે પાછાં ફરે. ઘેર આવે અને બારણામાં બેસી બાબી-બહેનની વાટ જુએ. બિલાડીને બાબીબહેન ઉપર ઘણું હેત.

બિલાડી ખૂબ રૂપાળી હતી. ડીલે તે ધોળાં હતાં. ધોળી રૂની પૂણી જેવાં તે ધોળાં.

એકવાર બાબીબહેન માંદાં પડ્યાં. તાવ ખૂબ આવેલો. તે પથારીમાં પડ્યાં. બાએ બહેનનો ખાટલો મેડી ઉપર રખાવેલો કે જેથી કોઈ અડચણ ના કરે. બાબીબહેનને પૂરતા આરામની જરૂર હતી.

ડૉક્ટરસાહેબ આવ્યા અને બાબીબહેનને તપાસ્યાં માંદગી વધતી જતી હતી. તેમને પૂરી ઊંઘ પણ ના આવે.

બિલ્લીબાઈ શોધાશોધ કરે. બાબી-બહેન વિના ચેન ના પડે. તેને મેડીએ કોઈ ચઢવા ના દે. ચઢે તો મારીને હાંકી કાઢે. બિલ્લી-બાઈએ આવી દશામાં ખાવા તજ્યું અને પીવાનું તજ્યું. બાબીબહેનને યાદ કરે અને ડળક ડળક આંસું વહાવે. ઘરના હવડ માળિયે તે ભરાયાં.

તે આમ ફરે અને મ્યાંઉ, તેમ ફરે અને મ્યાંઉ! બિલાડી ખરેખર ઝૂરવા લાગી. બાબી-બહેન જેવી હેતાળ માલિક વગર તેની કોણ સંભાળ લે!

છ છ દિવસથી બિલાડીએ ખાધુંપીધું નહોતું. તે દુઃખ સહન કરે જતી હતી. તેના પ્રેમની આ આ કસોટી હતી.

કોઈ ના જુએ એમ, એક સવારે, બિલ્લીબાઈ મેડીએ ગયાં. બાબીબહેનનો ખાટલો જોયો. બાબીબહેન અંદર સૂતાં હતાં. તે રાજી રાજી થઈ ગઈ. બાબીબહેન ઊંઘતાં હતાં. તે પાસે ગઈ અને હળવે હળવે બાબીબહેનના ગાલે મોઢું ઘસવા લાગી. બિલાડીને હુંફ વળી. બધું દુઃખ ભુલી ગઈ.

બાબીબહેન જાગી ગયાં. તેમણે વહાલી બિલાડી જોઈ. "કેમ, તને તો સારૂં છે ને!" બિલાડી જાણે સમજતી હોય એમ ટગર ટગર જોઈ રહી. બાબીબહેનનું હેત ઉભરાયું. તેમણે ગોદડી ઊંચી કરી બિલાડીને ગોદમાં લીધી. બિલાડી અને



બાબીબહેન ઊંઘી ગયાં, ઊંઘી જ ગયાં, ઘસઘસાટ ઊંઘ્યાં.

ડૉકટર આવ્યા. બાબીબહેન ઊંઘ્યા કરતાં હતાં. બાપુજી તેને ઊઠાડવા ગયા. "ના ઊઠાડશો. ઊંઘ તો દરદીને સારી. આટલા દહાડા ઊંઘ ક્યાં આવતી હતી! આજે ઊંઘે છે. તો ઊંઘવા દો." ડૉકટર બોલ્યા.

કલાક પછી ડૉકટરે ધીમે રહી ગોદડી ઊંચી કરી. તે જોઈ રહ્યા. બિલાડી અને બાબીબહેન ઊંઘતાં હતાં. બાબીબહેનનો તાવ ઊતરી ગયો હતો.

ધીમે ધીમે બાબીબહેનમાં શક્તિ આવી. ઘરમાં તે આંટાફેરા કરવા લાગી. મેડીએથી તે ઊતરી. બિલાડીને મન સોનાનો સૂરજ ઊગ્યો. બંને પાછાં રમવા અને કૂદવા લાગ્યાં.

કોઈ માનશે કે બિલ્લીબાઈએ જ બાબી-બહેનને સાજાં કર્યાં હતાં!



# મૂર્ખ માખી

કરોળિયો જાળ વણી કામ પૂરું કરી હાશ કરીને બેઠો. એટલામાં બણબણતી એક માખી આવી. કરોળિઓ રાજી થઈ બોલ્યો: "માખી બહેન, માખી બહેન! સાહેબજી!"

માખીએ ઉત્તર આપ્યો: "સાહેબજી." કરોળિયો કહે: "કેમ મઝામાં છો ને!"

માખી કહે: "હા, જી."

કરોળિયો કહે: "મેં સુંદર ઘર બનાવ્યું છે. ઘરમાં મેડો પણ બનાવ્યો છે. નાની નાની કોટડીયો પણ છે. એક કોટડીમાં તો મેં નળ પણ મૂક્યો છે. નાની આરસી પણ મૂકવાનું ચૂક્યો નથી. તમે મારા ઘરમાં આવી હાથપગ ધૂઓ ને આરસીમાં તમારું સુંદર મોં તો જુઓ."



માખી કહે: "કરોળિયાભાઈ! કેમ, આજે કંઈ બહુ વખાણ કરો છો? હા, હું સુંદર તો છું જ."

કરોળિયો કહે: "હું ક્યાં આજે જ તમારાં વખાણ કરું છું! દરરોજ તમને યાદ તો કરું છું. તમે હો યા નહિ તો પણ હું તો તમારાં રૂપ, રંગ વખાણ્યા જ કરું છું.

"માખી બહેન! તમે મારા ઘરમાં તો આવો. ઘર સરસ છે કે નહિ તે તમે કહો."

માખી કહે: "કરોળિયાભાઈ! મારી મા કહેતી હતી કે કરોળિયાનો વિશ્વાસ ના કરવો. તેના સુંદર ઘરમાં ભૂલેચૂકે પણ પગ ન મૂકવો. પગ મૂક્યો તો મૂઆ જ સમજવા."

કરોળિયો જરા નિરાશ થવા લાગ્યો. હજુ તે હિંમત હારે તેવો ન હતો. આવી કેટલીએ માખીઓનો તેણે શિકાર કર્યો હતો. તેણે વધારે લાલચ આપવા માંડી.

કરોળિયો બોલ્યો: માખી બહેન! આવી બીક ના રાખો. હું તમને કંઈ ખાઈ જવાનો

નથી. મારા પરોણાને કંઈ ખાઈ જાઉં? છી, છી. એવો વિચાર જ કેમ થાય?"

માખી જરા વિચાર કરવા થોભી. કરોળિયા-ભાઈ! હું આજે તો નહિ આવું. મારી બા ખોટી થતી હશે. પછી કોઈ વાર નવરાશે આવીશ."

કરોળિયો ખૂબ અનુભવી હતો. તે જાણતો હતો કે આજે નહિ તો કાલે તે માખી આવવાની જ આવવાની. તેણે પોતાના શિકારને સપડાવવા જાળ વધારે મજબૂત કરી. એ તો બીજા દિવસની રાહ જોઈને બેઠો.

બીજે દિવસ ઊગ્યો. ગઈકાલવાળી માખી પાછી આવી. કરોળિયાએ ખબર પૂછી. માખીએ જરા આમતેમ જોયું. પછી એ તો કરોળિયાના ઘરમાં પેઠી. જેમ જેમ તે જાળમાં દૂર દૂર ગઈ તેમ તેમ તે વધારે સપડાતી ગઈ.

હવે કરોળિયાને ખાત્રી થઈ કે શિકાર બંદી-વાન થઈ ચૂકયો છે. તે કૂદયો. માખીને પકડી. પાંખો તોડી નાખી. માખી ગભરાઈ ગઈ.

માખીએ કરોળિયાને કહ્યું: "આ શું કરો છો? પાંખો વડે તો હું ઊડું છું. પાંખો કેમ કાપી

નાખી?"

કરોળિયો કહે: "હું તૈયારી કરું છું?"

માખી કહે: "શાની તૈયારી?"

કરોળિયો કહે: "મારૂં પેટ ભરવાની."

માખી સમજી ગઈ. તેણે જાળમાંથી નીકળવાનાં ખૂબ ફાંફાં માર્યાં, પણ કરોળિયાની જાળમાંથી એમ કંઈ બહાર નીકળાય?

કરોળિયો માખીને મારી ખાઈ ગયો.



# ફૂલીબાઈ

ફૂબાલીઈને ગામમાં સહુ ઓળખે. તે મેલી-ઘેલી રહે. વાળનું ઠેકાણું નહિ. કપડાં જીંથર વિંથર. ઘરમાં ધૂળનો થર ચઢે. ઘરઆંગણે કચરાનો મોટો બધો ઉકરડો. ગંદકી પારવગરની. પાસે થઈ જનારને દુર્ગંધ આવે. એવું ફૂલીબાઈનું ઘર.

ફૂલીબાઈને ગામલોક ફૂવડ તરીકે ઓળખે. ફૂલીબાઈ એ ઉપનામથી દુભાય પણ કદી સુધરે નહિ.

ગામલોકો ચીઢવે અને ફૂલીબાઈ ચીઢાય, અને મારવા દોડે. આમ ઘણાં વર્ષ ચાલ્યું. ફૂલીબાઈએ ગામ તજવાનો વિચાર કર્યો. "ચાલ, આ ગામ મૂકી બીજે જતી રહું. બીજે ગામ

કોણ જાણશે કે હું ફૂવડ છું!"

ફૂલીબાઈ પાસે સરસામાન હતો તે માથે ચઢાવી બીજે ગામે જવા ચાલી નીકળ્યાં. વાટ લાંબી હતી. ઉનાળો તપતો હતો. ફૂલીબાઈને તરસ લાગી. પાસે જ કૂવે કોસ ફરતા હતા. તે પાણી પીવા ગયાં. પાણીનો ઢાળિયો પડતો હતો. ફૂલીબાઈએ મોં માંડયું. ખોબામાં પાણી પડે અને તે ચસચસ પીએ.



ફૂલીબાઈની તરસ મટી. તેમણે ડોકું ધુણાવ્યું. ઢાળિયામાં તે કાંઈ જીવ હતો કે બંધ થાય!

માણસ પાણી પીવડાવતો હોય અને પાણી પીનાર ડોકું હલાવે એટલે પીવડાવનાર પાણીની ધાર અટકાવે.

ઢાળિયો ફૂલીબાઈની સંજ્ઞા ના સમજી શક્યો.

"મેર રાંડ ફૂવડ લાગે છે!" કોસવાળાએ ફૂલીબાઈનું વર્તન નિહાળી મન ઉચ્ચાર્યો.

"તમને કોણ કહી ગયું કે હું ફૂવડ છું?"

"બાન! એની તે કાંઈ એંધાણી હોય? તમારાં લક્ષણે તમે પરખાયાં." કોસવાળો બોલ્યો.

ફૂલીબાઈ કોસવાળા ભણી ટગર ટગર જોઈ રહ્યાં. તેમણે લબાચા ઉપાડ્યા અને પાછાં પોતાને ઘેર આવ્યાં.

ફૂલીબાઈએ વર્તન સુધાર્યું. ઘર સાફ કર્યું. કચરાનો ઢગલો દૂર કર્યો, નાહ્યાંધોયાં અને સુઘડ બન્યાં.

ફૂલીબાઈને ગામ લોક ફૂવડ કહેતાં, હવે, અચકાય છે.



# ચાલાક કૂતરો

ગામમાં શેઠનું સદાવ્રત ચાલે. ગરિબગરબાંને અન્ન મળે અને શેઠને આશીષ મળે. નાની ડોકાબારીએથી સવાર, બપોર અને સાંજ ભટ્ટ બધાંને પતરાળાં આપે. કોઈવાર કોઈ મુસાફર ભૂખ્યો તરસ્યો કટાણે આવે તો તેના માટે પણ વ્યવસ્થા રાખેલી. બહાર દોરી રાખેલી. તે ખેંચાય અને રસોડામાં ઘંટ રણકે. ઘંટનો અવાજ સાંભળી રસોયો નાની બારીમાંથી પતરાળું આપી જાય.

દરરોજ એક કૂતરો ત્યાં બેસી રહે. નીચે વધેલા દાણા અને પતરાળાં ચાટી ખાય. તે કટાણે આવતા વટેમાર્ગુઓને દોરી ખેંચતા જોતો અને પતરાળું મળતું તે પણ જોતો. પછીથી ભાઈ સાહેબ પોતે જ વટેમાર્ગુ બની ગયા. કૂતરો લાગ



જોઇને દોરી ખેંચતો. ભટ્ટ તરફથી પતરાળું મળતું. તે આ પ્રમાણે મહારાજને ઠગી હરરોજ પેટ ભરવા લાગ્યો.

હવે એક બીજો કૂતરો આવી ચઢયો. એકના બે થયા. પહેલા કૂતરાના દોરી ખેંચવાથી પતરાળું મળે તેને માટે અંદર અંદર લડવા લાગ્યા.

ભટ્ટના કાને કૂતરાનો અવાજ ગયો હરરોજ કોઈ વટેમાર્ગુ કટાણે જ આવે છે અને પોતાને ઊઠી અન્ન આપવું પડે છે તેથી કંટાળી ગયો હતો.

ભટ્ટે ડોકાબારીમાંથી બહાર જોયું. બે કૂતરા ટાંપી રહ્યા હતા. મહારાજ સમજી ગયો કે આ-જ કૂતરા ઠગી મારી પાસેથી પતરાળું લે છે.

કૂતરાની ચાલાકી તે સમજી ગયો. ત્યારથી હરરોજ ભટ્ટ ડોકું બહાર કાઢે અને વટેમાર્ગુને જુએ તો જ અન્ન આપે.

બંને કૂતરાને મળતું તાજુ અન્ન બંધ થયું.



# સાપ આવ્યો સર્‌ર્‌ર્‌

બે બળવાન ભાઈઓ લડ્યા. અવાજ થયો. ગડગડાટથી વાદળરાણી બીધાં અને રડવા લાગ્યાં. ખૂબ રડ્યાં, ખૂબ રડ્યાં. એમનાં આંસુએ અમારા ગામનું તળાવ છલોછલ ભરાઈ ગયું. સવારે ઊઠી છોકરાં બોલી ઊઠ્યાં: "વરસાદ પડ્યો, વરસાદ પડ્યો!"

વરસાદના એ દહાડા હતા. લીલોતરી ઊગી હતી. ઢોરઢાંખરને હૈયે ટાઢક વળી હતી.

અંધારી ઘોર એ રાત. આકાશમાંથી ટપટપ વરસાદ ટપકતો હતો. એક નાના ઘરમાં એક આદમી બેઠો હતો. આદમી આધેડ વયનો હતો. બળવાન ને હિંમતબાજ એ આદમી હતો. તેણે પલાંઠી વાળી હતી. ઊંડા વિચારમાં તે બેઠો હતો ઘરમાં તેલનો દિવો ટમટમતો હતો.

સરૂરૂર સરૂરૂર અવાજ આવ્યો. આદમી વિચારમાં હતો. સાપ આવ્યો, કાળો નાગ. કરડે તો ચટ પ્રાણ નીકળી જાય. આદમીએ એને જોયો નથી. સાપ ચઢયો એની પલાંઠી પર. એક પગ પરથી તે નીચે ઊતરી બીજા પગ પર ગયો.



લીસું લીસું લાગ્યું. તે આદમીની વિ-ચારનિદ્રા ભાગી. તે સતેજ થયો. તેણે ધારી ધારીને જોવા માંડ્યું. તેણે સાપ જોયો. ઝટ વિચાર કરી લીધો. તે ના હાલ્યો કે ના ચાલ્યો. સ્થિર બેઠો, જાણે કોઈ યોગી સમાધીમાં બેઠો. આખો સાપ બન્ને પગ ઉપર થઈને ચાલી ગયો. તે ઘરમાં રાંધણિયાં આગળ ભરાયો.

બીકનું વાવાઝોડું ખતમ થઈ ગયું. આદમી ઊઠ્યો. લાકડી ખોળી કાઢી. લાકડી લઈ તે સાપને મારવા ધાયો. સાપે પોતાના કાળને જોયો. તે આમતેમ ખૂણેખાંચરે લપાવા લાગ્યો. ધડ, ધડ,

ધડ. ત્રણ ડાંગો પડી. સાપ ઘાયલ થઈ ગયો. દોડવાની તાકાત ચાલી ગઈ. આદમીએ સાપનું માથું છૂંદ્યું. સાપનો જીવ ગયો.

આદમીએ મરેલા સાપને ઘરમાંથી આણી બહાર ખુલ્લા ચોગાનમાં નાખ્યો. આજુબાજુના લોકો ટોળે થઈ ગયા.



"માસ્તર! આ શું? આ તેં માર્યો?" એક ભીલે પૂછ્યું, "હા." માસ્તરે ટૂંકો જવાબ આપ્યો.

"આવા સાપને મારવાની હિંમત તારામાં ક્યાંથી?"

ભીલ ફાટી આંખે પૂછતો હતો.

"ઘરમાં આવ્યો ને મેં માર્યો."

"માસ્તર, જબરો તું. આ સાપ બહુ ઝેરી. કરડે તો પાણી માગવા ના રહે ને છંછેડાએલો સાપ છટકી જાય તો મારનારના પ્રાણ લે, વેર

લેવાનું એ ના જ ચૂકે.” ભીલ બોલ્યો.

સાપ મારનાર આદમી હતો ગૂજરાતનો રહીશ. ગૂજરાતનો પુરુષ દાહોદમાં ગએલો. તે વૈદુ ને ખેતી કરે.

એ હતા આ ટચૂકડા લેખ લખનારના સ્વ. પિતા.



# સોનીની અક્કલ

ગીરધરલાલ શેઠ ગામના નગરશેઠ હતા. બહુ પૈસાદાર હતા, આબરૂદાર હતા અને ભલા પણ હતા. તેમને ત્યાં દીકરીનાં લગ્ન હતાં. ધામધૂમ ચાલી. પરગામથી ગાડાંનાં ગાડાં દાણોદૂણી આવે સહુને નોતરાં મળ્યાં. ગામનાં કૂતરાંને પણ વધ્યુંઘટ્યું ખાવા બોલાવેલાં. આમ ગીરધરલાલ શેઠ ઉદાર બનેલા.

પાસેના ગામથી કેળાં લાવવાનાં હતાં. શેઠે હરિજનોને વેઠે બોલાવ્યાં. શેઠનું કામ હતું, ગયા વગર ચાલે! ઢેડલોક આવ્યાં. ભેગી સોની પણ હતી. શેઠે રામલાને ચિઠ્ઠી આપી. એ ચિઠ્ઠી લઇને નજીકના ગામે જવાનું હતું. અને વેપારીને ત્યાંથી કેળાં લાવવાનાં હતાં.

રામલોઢેડ સહુને લઈ કેળાં લેવા ઉપડ્યો.

વેપારીને ચિઠ્ઠી દેખાડી. તેણે કેળાં ગણી દીધાં. ટોપલા ભરીભરીને માથે ઉપાડ્યાં.

જમવાટાણું થઈ ગયું. બપોર થયા. થાક ખાવા હેઠાં ઝાડ હેઠળ બેઠાં. ભૂખ ખૂબ



લાગેલી. બધાંએ સંપ કરી બબ્બે ચાર ચાર કેળાં પેટમાં પધરાવ્યાં. પેટનો અગ્નિ સમતાં અને થાક ઊતરતાં સહુ ચાલી નીકળ્યાં.

શેઠના ઘરે કેળાં આવી ગયાં. કેળાં ગણાયાં. ગણત્રીમાં કેળાં ઓછાં થયાં. શેઠને શક પડ્યો: "આ લોકો ખાઈ ગયાં નહિ હોય?" શંકા દૂર કરવા તેમણે હેડાઓનું પારખું લેવા નિશ્ચય કર્યો.

શેઠે કહ્યું: "દરેક જણ આ કેળાં ખાઓ."

સોની બડી ચતુર હતી. તેણે બધાંને ઘાસ ભેગુ કરવાનું કહ્યું. સૂકા ઘાસનો ઢગલો થયો.

"આ શું કરો છો?" શેઠ બોલ્યા.

"કેમ માબાપ, કેળાં શેકવા ખડ ભેગું કરીએ છીએ"

શેઠ બોલ્યા: "કેળાં તે શેકાતાં હશે?"

"કાચાં ખઈએ તો પેટમાં ના દુઃખે, મા બાપ!" સોની બોલી ઊઠી.

શેઠ વિચારમાં પડ્યા. "ના, ના. આ ઢેડાં કેળાં ના ખાય."

તેમણે ઢેડાંને કાઢી મૂક્યાં. સોની મનમાં ખૂબ હસતી હતી.



# ગામડાનો મોહન

એનું નામ મોહન હતું. મોહન બાપ ને માનો લાડકો હતો.

માબાપ ગામડાગામમાં રહેતાં હતાં. બાપ વૈદુ કરે ને આઠ આઠ જણનું ગુજરાન ચલાવે. બાપા ના જુએ તડકો કે ના જુએ ટાઢ; ના જુએ સવાર કે ના જુએ સાંજ. પોતાનાં બાલકોનું ભરણપોષણ ને શિક્ષણ દેવા એ તો કમાય ને કમાય. એવા હતા મોહનના બાપા.

ઉનાળાનો દહાડો. સૂરજદાદા ખૂબ ખૂબ તપે. માણસ ને પ્રાણીઓ લખલખી જાય. ઉનાળો એટલે ગરમી. ઉનાળામાં નિશાળમાં રજા પડે. મોહન તો નાનો હતો. એટલે નિશાળે ભણવા બહારગામ નહોતો ગયો. એ તો પોતાના ગામની જ નિશાળે ભણતો અને માબાપની ગોદમાં

ખેલ્યા કરતો. પણ એના ત્રણ ભાઇબહેનો તો જતાં હતાં દૂરદૂરના ગામે ભણવા. ભાઇબહેનો છાત્રાલયમાં રહે, રજા પડે ત્યારે ઘેર આવે. ઉનાળાની લાંબી રજામાં મોહનનાં ભાઇબહેનો ઘેર આવવાનાં હતાં. મોહનનો આનંદ માય નહિ. એ તો ગાંડોઘેલો ફરે. સહુને વાત કરે કે "મોટા ભાઈ ભણીગણીને આવવાના છે. બહેનો આવવાની છે. સાથે ભાતભાતનું ખાવાનું લેતી આવશે. ભાઈ બહેનો મારાં બહુ હોંશિયાર." આવી આવી મોહન સહુને વાતો કરે ને એ સુખી દિવસની રાહ જુએ.

રજા પડી. નક્કી કરેલા દિવસે ભાઈ ને બહેનો આવ્યાં. બાપાએ સીગરામ મોકલ્યું હતું.



મોહને બળદની ઘુઘરમાળ સાંભળી. તેણે

દોટ મૂકી. સામો લેવા ગયો. ભાઈબહેનને પગે લાગ્યો, સહુ રાજી રાજી થયાં.

પોતાનું વતન સહુને વહાલું લાગે. બાલપણમાં જે સ્થળમાં મોટાં થયાં હોઈએ એ સ્થળ તો વહાલું જ હોય.

મોહનને કૂદવાની, રમવાની ને ધીંગામસ્તી કરવાની મઝા પડી. એમને એમ દોઢ મહિનો ચાલ્યો ગયો. મોહનને દોઢ મહિનો ક્યાં ગયો તેની સમજ જ ના પડી. આનંદમાં જે વખત પસાર થાય છે તે ટૂંકો લાગે છે.

ભાઈ બહેનોને પાછો છાત્રાલયમાં જવાનો વખત આવ્યો. મોહનનો જીવ કપાતો હતો. પણ એ કરે શું! બાપાએ મોટી બહેન માટે સુંદર જોડીઓ આણી. મોટી બહેન પરીક્ષામાં પહેલા નંબરે પાસ થઈ હતી એટલે બાપાએ રાજી થઈ આવી સુંદર જોડીઓ ભેટ આપી.

મોહને કદી જોડીઓ ને જોડા પહેર્યાં નહોતા. જોડીઓ જોઈ એ તો રાજી થઈ ગયો. "બહેન! તું તો આ જોડીઓ દરરોજ પહેરશે. બાપા મને ક્યારે લાવી આપવાના હતા! મને આ જોડીઓ

પહેરવી છે. જરા ચાલી જોવા આપ."

બહેન મોહનને બહુ ચાહતી. એણે જોડીઓ આપી, મોહને પહેરી. બરોબર બંધબેસતી આવી રહી. મોહનનું હૈયું ગજગજ ઉછળે. જિંદગીમાં પહેલીવાર જોડીઓ જેવી વસ્તુ પગમાં ઘાલી હતી. મોહન તો હરખમાં ને હરખમાં ઉપડ્યો પાસેના તળાવે. તાપ તો બપોરનો. માથું ફાડી નાંખે એવો એ તાપ. મોહનના ડીલનો હરખ કાંઈ સૂર્યના તાપને ગણકારે?

મોહન તળાવે આંટો મારીને ઘરે આવ્યો. તેના મુખ પર આનંદ નહોતો. આનંદ ચાલ્યો ગયો હતો.



કરમાએલા મુખે એ ઘરમાં પેઠો. જોડી-પેટી પાછળ નાંખી દીધી. તેણે હાથ પગ ધોયા ને જમવા બેઠો.

સાંજ પડી ને બહેનને જોડીઓ સાંભરી.

"મોહન, મોહન! લાવને મારી જોડીઓ?

મારે બહાર ફરવા જવું છે.'' મોટી બહેને બૂમ મારી.

મોહન કહે: "તારી જોડીઓ તો પડી છે પેટી પાછળ.'' એટલું કહી મોહન ઘરમાંથી સટકી ગયો.

બહેને શોધખોળ કરી. જોડીઓ શોધી કાઢી, જુએ તો જોડીઓ ફાટી ગએલી. ત્રણ રૂપિયાની નવી જોડીઓ પર મોહને છીણી મૂકી હતી.

બહેને બોરબોર આંસુ સાર્યાં. બાપાએ પાછી બીજી જોડીઓ લાવી આપી ત્યારે બહેન-ના મુખ પર આનંદ છવાયો.

ગામડા ગામના મોહન દસ વર્ષની ઉંમરે જોડીઓ પહેરવા પામ્યો ને એક કલાકમાં ત્રણ રૂપિયાની જોડી ફાડી લાવ્યો.

એ જ મોહન મોટો થયો. ભણ્યો, ગણ્યો અને મોટો લેખક બન્યો.



# મોરસચોર

"ભાઈ! દોડ, દોડ! મા કાશીડોશીને ત્યાં ગયાં છે." શોભાએ પોતાના મોટાભાઈને બોલાવ્યો. રામલ આવ્યો. કોઠીપર ચઢી ગયો. ઉપર ઢાંકીને મૂકેલી માણ્ડા ઉતારતો ગયો. શોભાએ નીચે મૂકવામાં મદદ કરી. રામલ ઉતાવળમાં અને ઉતાવળમાં કોઠીમાં ઉતર્યો. એને તો ચોરી કરવીતી. મા બહાર ગએલી. બંને ભાઈબહેનને કોઠીમાંથી મોરસ ખાવાની કુટેવ પડેલી.

મા સમજતી કે બાલકોને ગળપણ ખૂબ ભાવે અને ના સંભાળીએ તો છોકરાંના દાંત સડી જાય. ત્રણ વરસ બાલકોના દાંત સાચવ્યા કે તે સીત્તેરએંસી વરસ કામ આપે. મા બાલકોને બહુબહુ સમજાવે પણ શોભા અને રામલને તો પડોશમાં રહેતાં છોકરાંને જોઈ ટેવ પડી હતી. પડોશનાં છોકરાં ચોરી કરી મોરસ ખાય અને એ જોઈ શોભા ને રામલ પણ એવું જ શીખ્યાં.

રામલ કોઠીમાં ઉતર્યો. માટલીનું મોં છોડ્યું. અને બે મૂઠા મોરસ લીધી. કોઠીમાં અને કોઠીમાં જ તેણે મોંમાં નાખી. માટલીમાં મંકોડા ઉભરાતા હતા. તેની જાણ રામલને ક્યાંથી? મોરસ જોડે મોમાં મંકોડો ગયો. મંકોડો જઈ બાઝ્યો જીભે. બે ચીપીઆ ભરવ્યા. છોડાવ્યા છૂટે જ નહિ. રામલ તો રડવા લાગ્યો, ખૂબ રડવા લાગ્યો.

શોભા ગભરાઈ ઊઠી. "શું થયું? કેમ આટલું રડે છે?" રામલ રડતાં રડતાં બોલ્યો: "જો ને મારી જીભને ટેરવે શું ચોંટ્યું છે?"



શોભાએ મંકોડો જોયો. એણે મંકોડાને પકડ્યો અને ખેંચવા લાગી. એમ કાંઈ મંકોડાની પકડ છૂટતી હશે! શોભાએ વધારે બળ કર્યું. મંકોડો કેડમાંથી તૂટી ગયો. મંકોડાનું મોઢું જ જીભને ટેરવે ચોંટી રહ્યું. રામલ વધુ અને વધુ રડવા લાગ્યો.

એટલામાં રામલની મા આવ્યાં. છોકરાંની રડારોળ સાંભળી એતો હાંફલાંફાંફલાં દોડ્યાં.

"બેટા! આ શું થયું?" રામલની જીભમાંથી ટપકતું લોહી જોઈ રામલની માતા વિજયાલક્ષ્મી બોલી ઊઠયાં.

શોભા કહે: "બા! ભાઈને મંકોડો જીભે બાઝયો છે." "શાથી? મંકોડો ત્યાં કયાંથી બાઝયો?"

"ભાઈ મોરસ ખાતો હતો અને મોરસમાં મંકોડો હતો." "તે આ પ્રમાણે ચોરી કરીને હંમેશ મોરસ ખાઓ છો!" માએ મંકોડાને રીઝવ્યો.

"મંકોડાભાઈ! તમે તો સરસ કર્યું. મારા દીકરાની ચોરી કરવાની ટેવ ભૂલાડી. તમે ના હોત તો મારો રામલ મોરસની ચોરી કરતો જ રહેત. એને પૂરતી શિક્ષા થઈ ગઈ છે. હવે છૂટો."

વિજયાલક્ષ્મી જાણે મંકોડાને વિનવતાં હોય એવી ઢબે બોલ્યાં.

મંકોડો છૂટી ગયો. રામલ રડતો બંધ થયો.

શોભા અને રામલે ખૂબ પસ્તાવો કર્યો. અને ચોરી ન કરવાનું પણ લીધું.



# રાજારામ

અમારા કૂતરાનું નામ હતું રાજારામ. નાનો હતો ત્યારથી તેની મા મરી ગઈ. મારી બાને દયા આવી અને તેને ઘેર આણ્યો. રાજારામ મારી બાની સેવા હેઠળ ઉછરીને મોટો થયો.

'રાજારામ, રાજારામ!' કહી બૂમો પાડીએ કે તે દોડતો આવે. કમાડની સાંકળ ખખડાવીએ કે તરત તે દોટ મૂકે. દોડતાં દોડતાં તે પડી જાય, ઊભો થાય અને દોડે. રાજારામને રોટલો આપીએ અને તે સંતોષથી આપણી સામે જોઈ રહે.

રાજારામ હતો ભારે શિકારી. તે ખિસ્કો-લીઓ પકડે અને ખાઈ જાય. વનવગડે રખડે અને સસલાં પકડી લાવે. એકવાર રાજારામે સાપ માર્યો. ઘરમાં સાપ નીકળ્યો. બાબાપુ ગભરાઈ ઊઠયાં. મારા બાપુ લાકડી લઈ ઊભા થયા. રાજારામ તેમને મદદ કરવા સાથે ચાલ્યો. લાકડી

પડે તે પહેલાં રાજા-
રામે સાપનું મોં
પકડયું અને ખૂબ
વિંઝયું. અમારા
મનમાં ભારે બીક



હતી. 'રાજારામને સાપ કરડશે તો!'

થોડીવારમાં બહાદુર કૂતરાએ મરેલો સાપ જમીન ઉપર મૂકયો. તેણે ખાડો ખોદ્યો અને તેમાં સાપને દાટ્યો.

રાજારામ અમારા ફળિયાની ચોકી કરે. તેનો ધાક જબરો હતો. તેને બાંધીએ કે પાસે બોલાવી દાબી રાખીએ ત્યારે અજાણ્યો માણસ આવી શકતો. ચોરચખારનો તે કાળ હતો. રાજા-રામની આમ સર્વ ઠેકાણે હાક વાગતી.

મારાં બાબાપુજી દાહોદ રહેવા ગયાં. રાજા-રામને શી રીતે લઈ જાય! તે ઘેર રહ્યો. છ મહિ-નાના ગાળા બાદ તેઓ પાછાં ફર્યાં. કૂતરાને શોધ્યો. તે મળ્યો જ નહિ.

અમારી પડોશીની દીકરીએ વાત કરી: "તમારો કૂતરો મરી ગયો. તમે ગયાં અને એ

દુ:ખી દુ:ખી થઈ ગયો. ના ખાય કે ના પીએ. તે હવડ ઘરમાં જઈ પડી રહેતો. એ ઘરમાં ડાકણ રહે છે. તેણે કૂતરાનું કાળજું ખાધું. ધીરે ધીરે રાજારામ સૂકાતો ગયો. ત્રણ મહિનામાં તે મરણ પામ્યો.”

રતને આ કથા કહી. મારા મનમાં શંકા ઊઠી. “ડાકણે કૂતરાનું કાળજું ખાધું પછી ત્રણ મહિને તે મર્યો?” આ તો રતનની ખોટી વાત. એવું ના જ બને. રાજારામ ધણીની ગેરહાજરીથી શોકમાં મર્યો, ડાકણથી નહિ. એ જ અનુમાન અમને સાચું લાગ્યું.

મારી આંખમાં આંસું આવ્યાં.

બાપુ કહે: “રાજારામ આઠ વર્ષમાં છ માણી અનાજ ખાઈ ગયો.”

મેં કહ્યું: “છ માણી અનાજની કિંમતનો બદલો તેણે આપણને વાળી આપ્યો છે. ચોરોની ઝપટમાંથી બેવાર ઘરની મિલ્કત બચાવી છે, એ ઓછું છે?”

અમે સહુ રાજારામને હજુ પણ યાદ કરીએ છીએ.



# ધૂળધોયો

ધૂળધોયો સવારે વહેલો ઊઠે. દાતણપાણી કરે. થોડો નાસ્તો કરે. મેલાં કપડાં પહેરી દરિયે જાય. દરિયાને પગે લાગે. તે કિનારો ધોવા મંડે. પાણીની છાલકો મારતો જાય ને ધૂળ ધોતો જાય.

ધોતાં ધોતાં કંઈક જડે, તે ગજવે ઘાલે. આમ બપોર થાય. તાપ ખૂબ તપે. સૂરજ માથે આવે. તે ઘર તરફ વળે. મહેનત કરે ને પૂરતી મજૂરી મળી હોય તો આનંદમાં આવી જાય. ઘરે જઈ ખાય. રોટલા સાથે ડુંગળી ખાય. રોટલો ને વાટેલું મરચું ખાય.

ધૂળધોયો આજે ઠીકઠીક કમાયો. દરિયાદેવની મહેર ફરી થઈ. એ તો હરખાતો હરખાતો ઘરે આવ્યો. પેટપૂર જમ્યો. નમતા પહોરે તે

ઊંઘી ગયો. તેને સ્વપ્ન આવી ગયું.

સ્વપ્નમાં તેણે દરિયો જોયો. પોતે નાવડીમાં બેસી સરૂર્ સરૂર્ ચાલ્યો. નાવડી એક ખડક પાસે આવી અટકી. તે નાવમાંથી નીચે ઊતર્યો. આંખ સામે તેણે ઊંચા ઊંચા ડુંગરા જોયા.



ડુંગરાની ટોચો સૂરજના કિરણોમાં ઝગારા મારતી હતી. તેણે ડુંગરાની ટોચ ઉપર સોનું જ સોનું જોયું. સોનું બધે પથરાયું હતું. તેની આંખો જ ફાટી ગઈ. તેણે આનંદમાં ને આનંદમાં ડુંગરા ઉપર ચઢવા માંડયું. ચઢતાં ચઢતાં શ્વાસ ભરાયો. પગ દુ:ખ્યા. શરીરે પરસેવો વળ્યો. મહામેનતે ધૂળધોયો ડુંગર ઉપર ચઢ્યો.

ટોચે ચઢતાં તેણે સોનાની લગડીઓ વીણવા માંડી. વીણતો જાય ને ખોળામાં ભરતો જાય. ખોળો ભરાયો ને ભાર વધ્યો. હરખમાં ને હરખમાં તે ડુંગર ઉપરથી ઊતરવા લાગ્યો. ઊતરતાં તેને ઠેસ વાગી. તે ગબડ્યો. ખીણમાં ગબડ્યો.

ધૂળધોયો ઝબકીને જાગ્યો. તે બેબાકળો ઊઠયો. તેનું સોણલું ઊડી ગયું. તેણે ગજવામાં હાથ નાખ્યો. ગજવામાં સવારે મળેલી સોનાની રજ ચળકતી હતી.

ધૂળધોયો રજ સામું જોઈ રહ્યો.



## ત્રણ સલાટો

પર્વત ઉપર મંદિર ચણાતું હતું. મંદિરના બાંધનારા ભેગા મળ્યા હતા; કડીઆ, સુથારો અને સલાટો. મજૂરી કરનારા અપાર હતા.

"મંદિર એવું ભવ્ય બંધાય કે પથ્થરે પથ્થરે ભગવાન પ્રગટે. મંદિરની કારીગરી, મંદિરનો દેખાવ, મંદિરની ભભક અનુપમ થાય." એ મંદિર બંધાવનારની ભવ્ય ભાવના હતી.

મંદિર શરૂ થયું. સલાટો પથ્થરનો ઘાટ ઉતારવા મંડ્યા. કામ ધમધોકાર ચાલ્યું.

નમતા પહોરે શેઠ આવ્યા. શેઠ સલાટો પાસે ગયા. તેમણે પૂછ્યું: "તું શું કરે છે?"

"હું મજૂરી કરી પેટ રળું છું."

"અને તું શું કરે છે?" શેઠે બીજા સલાટને પૂછ્યું.

"હું પથ્થર ઘડું છું."

"અને તું ભાઈ!" શેઠ ત્રીજા સલાટને જોઈ બોલ્યા.

"હું મંદિર ચણું છું." ત્રીજો સલાટ ભાવપૂર્વક બોલ્યો. તે પોતાના કામમાં મશગૂલ હતો. પૂછનારનો અવાજ સંભળાયો પણ સલાટે ઊંચું યે ના જોયું.

શેઠ ત્રીજા સલાટને નમ્યા. તેની ચરણરજ લીધી. જાણે તેની પૂજા ના કરતા હોય એમ વંદન કરી રહ્યા.

"શેઠ! સલાટને વંદો છો? એ તો સલાટ છે; પથ્થરનો ઘડનારો." મજૂરો ઉપર દેખરેખ રાખનાર બોલી ઊઠ્યો.

"ના, ભાઈ ના. પથ્થર ઘડનાર એ નહિ. એ તો મંદિરનો ચણનારો. જે સલાટ પથ્થર ઘડતાં ભવ્ય મંદિરનાં સ્વપ્ન જુએ, પથ્થરમાં જ જેને મંદિર દેખાય એ સલાટ નહિ. એ તો સાચો કલાકાર.

જે માનવી પોતાના કામમાં સુંદરતા જ નિહાળી રહે, જેને કામમાં રસદર્શન થાય તે મારે મન પૂજ્ય. પથ્થરે પથ્થરે મંદિરનાં દર્શન કરનારને હું ના નમું?"

શેઠની ગંભીર મુદ્રા તરફ મુકાદમ જોઈ રહ્યો.

